શ્રીસ્વામીનારાયણ પ્રસન્નોસ્તુ:

શ્રી

# સહજાનંદસ્વામી ભક્ત ભુષણ.

પ્રગટ પુરૂષોત્તમ સહજાનંદસ્વામી ભગવાન તથા અક્ષર મુક્તી મોહનભગતની પ્રસંનતાથી આ ગ્રંથ રચનાર

**શ્રીષ્ય કવી રવજી પ્રેમજી ભાવસાર.**

મુ૦ ધરૂવાળા. ( જંકશન—ધોળા. )

( જીલ્લે કાઠીઆવાડ. )

આ ગ્રંથમાં પદ્યો લખનાર તથા ગ્રંથ પ્રસિદ્ધ કરનાર

**શીષ્ય ભગત નથુજી સવજી.**

**શીષ્ય ભગત ગોમરજી ભગવાનજી**

**શીષ્ય ભગત માણેકચંદ જેચંદ.**

**મુ૦ અમદાવાદ.**

**શીષ્ય ભગત હરિશંકર લક્ષ્મીશંકર.**

આસીસ્ટંટ માસ્તર મુ૦ રોજકા ( જીલ્લે ધંધુકા. )

છપાવનાર.

**ભક્તરાજ મોહનભાઈ હાથીભાઈ.**

ઠે. સ્વામીનારાયણના મંદિર પાસે જાટવાડો—અમદાવાદ.



અમદાવાદ ટીકવા ગેટ પાસે આવેલા શાન્તિવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં મંગળલાલ કેશવલાલ વકીલ અને માણેકલાલ માધવજીએ છાપ્યું.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦. સંવત ૧૯૭૩ સન ૧૯૧૭

**કિંમત આઠ આના.**

શ્રી સ્વામીનારાયણ નમઃ

# શ્રીસહજાનંદસ્વામી ભક્ત ભુષણ.

## મહારાજશ્રી સહેજાનંદ સ્વામીની આરતી.

રાગ આરતીનો જય દેવ જય દેવ.

જય જયજી શ્રી સાય કરો સતવર, અંતરનાજામી અંતરનાજામી;
પુર્ણ પુરૂશોતમ પ્રગટયા સેહેજાનંદસ્વામી. જય જય શ્રીજી ટેક.
ધર્મ ભગતીના વચેટ કુંવરજી. અદભુત અવતારી. (૨)
અક્ષર ધામ અલૌકીક મનુસાક્રત ધારી. જય જય ૧
જનમ ધરી છપૈયે વડતાલે આવ્યા, (૨)
ધર્મ સ્થાપી ધરણી પર, મુગતીને લાવ્યા. જય જય ૨
સાધી સમાધી આધી વ્યાધી, હરી સુખીયાં કીધાં; (૨)
ગોમતી ગંગ સમાને માની, જળ નીરમળ પીધા. જય જય ૩
વડતાલે વસનારા પ્રાણી, અક્ષર આધીકારી; (૨)
ધન ધન શ્રી વાલા, રવજી બલીહારી. જય જય ૪

---

## આરતી બીજી રાગ સદર.

જય સહજાનંદ સ્વામી, સુખકર પુરણ પરતાપી પુરણ પરતાપી;
ધર્મ ધુરધર વાળા, ઘટ ઘટ રયા વ્યાપી. જય સહજાનંદ
કાંકરીએ આવી હરીકરસન તંબુ તેં તાંણ્યા; (૧)
ભીમ અરજણને ભાવે, ભેગા તો આંણ્યા. જય સહજા૦ ૧

યજ્ઞ કરો અવનીની ઉપર, દેવ બધા દેખે;
બીત વરસાવ્યું ગણતાં, નાવે તે લેખે. જય સહજા૦ ૨
અમદાવાદે આવ્યા શ્રીજી આણુંદ ઉર લાવી; (૨)
નરનારાયણ નાંમે મુરતી પધરાવી. જય સહજા૦ ૩
દેવ બધા દરસન કરવાને આવે નરનારી; (૨)
ધન ધન શ્રીજી વાલા, રવજી બલહારી. જય સહજા૦ ૪

---

## દોહા.

શ્રીજી અરજી સાંભળો, વંદુ વારંવાર;
મુજ સેવકને તારવા, ધાજયો ધર્મ કુમાર. ૧
સમજણમાં સમજયો નહી, ખેતર વાવ્યું ખાર;
અગનાને જાંણ્યા નહી, નાથ નીસતાર. ૨
સુતવીત નારી સંગથી, સમજયો નહી હું સાર;
તેહ થકી મુકાવવા, ધાજો ધર્મ કુમાર. ૩
સહજાનંદ સ્વામી હવે, દીયો ચરણ અધીકાર;
વાલા નઈ હું વીસરૂ, કહું છું વારંમવાર. ૪
સરણાંગત સ્વામી લીયો, દયા ધરી દાતાર;
રવજી દરસન કરી કહે, વારંવાર બલીહાર. ૫

---

## રાગ ધનાશ્રી.

કરૂણા કરો ધનશ્યામ, સેહેજાનંદ સ્વામી કરૂણા કરો ધનશ્યાંમ ટેક.
કાલકરાલની ફાંસી ટુટે, લેતાં તમારૂ નામ, સેહેજાનંદ. ૧
માતપીતા તમે શ્રીજી મારા છો, નથી બીજાનું કામ સેહેજા. ૨
વ્યાપી રહ્યા છો વીશ્વ બધામાં નથી કયાંઇ ઠાલુ ઠામ સેહેજા. ૩
રવજી કહે સ્વામી રાખો ચરણમાં, હરદે ભજયાની મારે હાંમ.
સેહેજાનંદ. ૪

---

## રાગ સદર.

પ્રોક્ષ ગ્રંથો મેલ્યા પડતા સેહેજાનંદ સ્વામી પ્રોક્ષ ગ્રંથો મેલ્યા પડતા.
પ્રગટ પુરૂશોતમ વાંસે ફરૂં છું, જોતા જોતા મને જડતા સેહેજા. ૧
વીનાગુરૂ મે વલખાં મારયા, આવરદા કાઢી આથડતા સેહેજા. ૨
ગુરૂ મોહનથી ગમ મે લીધી, નાશ કરયાં દુઃખો નડતા સેહેજા. ૩
દાસ રવજી આસ ચરણની ભુલતા નહી બાંઈ પકડતા સેહેજા. ૪

---

## રાગ સદર.

પ્રગટ પુરૂશોતમ જાણ્યા સેહેજાનંદ સ્વામી પ્રગટ પુરૂશોતમ જાણ્યા ટેક.
અક્ષરાતીત શ્રીજી સરવોપરી, વેદને પુરાણે વખણાયા સેહેજા. ૧
કોટી બ્રહ્માંડના છો કરનારા, જોતા જોતા તો જણાયા સેહેજા. ૨
ગઢપુર અક્ષરની નરનારી, ભગતી કરી મને માંણાયા સેહેજા. ૩
દાસ રવજીને આસ ચરણની સાહે રેજો શ્રીજી સાંણા સેહેજા. ૪

---

## કીરતન રાગ ઘેલી ભલે કહેરે બાઈ.

ઘેલી ભલે કહેરે બાઇ હું, ઘેલી થઇ સુખ સઉછું;
સેહેજાનંદનું ભજન કરીને, સદા મગનમાં રઉછું; ઘેલી ભલે. ૧
નીદીતનો હું કરી નીરાદર, દરસન દોડી જઉછું;
મુજ અબળાની ખબર રાખજો, જઇ વાલાને કઉછું; ઘેલી. ૨
ઘેલી થઇ હું ઘરમાં ઘુમું, ખુરમો પ્રાતે ખઉછું;
છપ્પન ભોગના સ્વાદ પ્રમાણે, મનમાં નીતે લઉછું, ઘેલી. ૩
પ્રગટ પુરૂશોતમ સ્વરૂપ છબીને, નીરખી તરપત થઉછું.
અડસઠ તીરથ આંગણુ મારે, નીત ગંગામાં નઉછું. ઘેલી. ૪
તનમન ધન શ્રીજીને સરપે, ગુણ મોહનના ગઉછું;
મણીબાઈ હું કરજોડીને, સાચેસાચુ કઉછું. ઘેલી. ૫

---

### રાગ સોમવારે સામળીયો સીધાવ્યારે.

સોમવારે શ્રીજી વેલા આવોરે, દાસી જાંણી દયા દીલ લાવોરે;
રૂડા વીજય વારી વરસાવો શ્રીજી ઘનશ્યામ ચરણુની દાસીરે. ૧

મંગળ મુરતી તમારી ભાળીરે, શ્રીજી હેત કરી હદ વાળીરે;
મારાં નેણું થકી રહી ન્યાળી, શ્રીજી ઘનશ્યામ ચરણુની દાસીરે. ૨

બુધવાર જોઈ રહી બેશીરે મનમોહન મરજી તો છે શીરે,
નહી કરતા જો શ્રીજી નીરેસી. શ્રીજી ઘનશ્યામ. ૩

ગુરૂગુણુના નીધાંન નીકળજોરે, મારી ભગતીના ભાવમાં ભળજોરે;
છપૈયાથી સધ્ય નીકળજો, શ્રીજી ઘનશ્યામ. ૪

સુકર ગાણાં તમારાં ગાઉરે, સીસ સ્વામી ચરણુમાં નાઉરે;
શ્રીજી ઉપર વારીવારી જાઉં, શ્રીજી ઘનશ્યામ. ૫

સની શું કહુ શ્રીજી તમનેરે, આવી દરશન આપોને અમનેરે;
માયા નથીરે જણાતી મોહનને, શ્રીજી ઘનશ્યામ. ૬

રવી આવ્યા અવતાર અવતારીરે કનકથાળ પુષ્પગંધ ધારીરે,
મેતો શ્રીજીની આરતી ઉતારી, શ્રીજી ઘનશ્યામ. ૭

ભલે આવ્યા મારી ભીડ ભાંગીરે, મેલો માંનમરતબો મે ત્યાગીરે;
કહે રવજી પ્રીતે પાય લાગી, શ્રીજી ઘનશ્યામ. ૮

---

### પદ રાગ હુંતો સરોવર પાણી ગઇતીરે.

શ્રી પ્રગટ પુરૂશોતમ આવ્યારે, સેહેજાનંદ સ્નેહ ધરી;
મારા જીવના બંધ છોડાવ્યા, સેહેજાનંદ સુનેહ ધરી.

વાલાશ્રીજી વાટડી જોતી. હુંતો નેણાંની નીંદ્રા ખોતી. સહેજા.
શ્રીજી ફળીયાની માહી હુંતો ફરતી, ભયહારી ભગતી તારી કરતી.
સહેજાનંદ.

તમે આવીને દરસન દીધા, મારાં સરવેતે કારજ સીધા સહેજા.
મને નીરધનને ધન મળીયું, વાલા રવજીનામાં મન ઢળીયું રે સહેજા.

---

## પદ રાગ સદર.

તમે શ્રીજી જગતના આધારરે, ભગતીનંદન ભયહારા;
હરીકૃષ્ણ આંખ્યોના તારારે ભગતીનંદન ભયહારા.
જાવો રસોઇ સુધારીને મેલીરે, ભરચો થાળ જાણી ગતી પેલી;
છો મનમોજી હું જાણુંરે, તેથી સાચવી બેઠી ટાંણુંરે. ભગતી.
તમે રોકયા ના રો અધહારીરે, શ્રીજી એવી છે ટેવ તમારીરે;
જમ્યા પછી ઘડીક નવ ખમજોરે, વાલા રવજીના આવી જમજો.
ભગતી.

---

## પદ રાગ ધરૂપત.

મદન બદન સચી ઘનસમ તન સુસી મુનીગન આએ અગન
દરસન હીત. મદનબદન. ટેક.
શેષ સુરેષ મહેષ પધારે. શુક સારદનારદ મુનીલારે;
બેદ પુકારે નથી ગમ નથી ગમ કર ઉભય વંદીત નીત મદન. ૧
રવીસખી આયે ખડે બીન્ય કરે બડે બડે પ્રગટકો પાય પડે;
અવરેખી છબી અમીત, મદનબદન. ૨
કોટી બ્રહ્માંડભુપ બલીહારી વાકો રૂપ, આનંદ વ્યાપો અનુપ;
પુરન લગીજો પ્રીત, મદનબદન. ૩
છત્ર ચામર સીર થાય, ગુણ શ્રુતીશેષ ગાય બરનન કોથી થાય;
રવજીની કાહી ગાર્વ ઝીલ, મદનબદન. ૪

---

## પદ રાગ ધરૂપત.

ગઢપુર અક્ષર ધામમાં આજે શ્રીજી છોગાળો આવે છે ટેક.
જીવ બધાને જાણીને દુખીયા, મુગતી મનોહર લાવે છે;
મુગ્તાનંદ બ્રહ્માનંદ સ્વામી, વેદની ધુન લગાવે છે; ગઢપુર. ૧
ગુણાનીત વાહે સર્વ મુનીયો, રહીને પાસે રીઝાવે છે;
દરસન કારણ દીનજન આવે, સૌને સમાધી ચડાવે છે, ગઢપુર. ૨
ધન ભાગ્ય ગઢપુર જનવાસી, રવજી દરસન પાવે છે, ગઢપુર. ૩

---

## પદ રાગ સદર.

ભાગ્ય અધીક સહજાનંદ આયે, દાદાકે દરબારનમે ભાગ ટેક.
પાઉ ધોઇ ચરનામૃત લીનો, ઔર છટયો દરબારનમે ભાગ, ૧
જપતપ તીરથ વૃત કરન છે, સ્વપન નહી નરનારનમે;
ઓ સહજાનંદ સ્વામી પધારે આજુ છાજે આગારનમે ભાગ ૨
દેવ દુદંભી બાજન લાગે, દાદા ભુવન તુમારનમે;
રવજીકે શ્યામ સહજાનંદ આયે; અપનો કુળ ઉધારનમે ભાગ ૩

---

## જીલણીયા રાગ આવજો આવજો આવજો.

જાઉછુ જાઉછુ જાઉછુરે, નીત દરસન દુરગપુર જાઉછુ ટેક,
સેહેજાનંદ સ્વામીને દરસન કરીને ખીચડી લાડુ ખાઉછુરે નીત ૧
સાંજને સવારે સાધુ સંગાતે ઘેલા નદીમાં નાઉછુરે, નીત ૨
ભગતી તે બાગમાં કરી પથારી, નીંદ્રા આધીન થાઉછુરે નીત ૩
અક્ષરતે ધામમાં આવીને, રવજી લાખનો લાવો લઉછુરે. નીત ૩

---

## ગરબી રાગ સદર.

દીઠડા દીઠડા દીઠડારે મેતો ધરમકુવરને દીઠડા—ટેક.
સ્વામી સેહેજાનંદ નીરખી છબીને, મોહન લાગે છે મીઠડારે;
મોરમુગટ કાનુમાં કુંડળ, બાંહે બાજુ પોહોચી કડારે મેતો, ૧
કંઠ કૌસ્તભનો હાર શ્રીજીને ફુલ તોરાતે શોભે છડારે મેતો, ૨
રવજી દરસનતો કરીને શ્રીજીના પુષ્પ સાકરના મળયા પડારે મેતો ૩

---

## ગરબી રાગ ધનવાહલા તારા ધામને—એ રાગ,

ગઢપુર અક્ષરધામમાં શ્રીજી રમે છે રંગ,
અનેક ગોવાળીયા આવીયા સાધુ મુનીનો સંગ; ૧
વૃંદ વીલોકીયા આવી મળ્યા નરનારીને બાળ,
ખેલે સહજાનંદ ખંતથી ગૌબ્રાહ્મણ પ્રતીપાળ, ૨
કેસર પતંગની કુંડીયે ઉડે છે અબીલગુલાલ,'

પુષ્પ ડોલરને ગુલાબની કંઠ ધરી છે માળ, ૩
પીતપીતાંબર પેહેરીયાં જરકશી જાંમા અંગ;
કાંને કુન્ડલ સોહામણાં પાઘ બાંધી નવરંગ, ૪

ફુલદડા લઈ હાથમાં શ્રીજી કરે છે ધાય,
શોભા બની ત્યાં સ્વર્ગની આનંદમંગળ થાય, ૫
ગુણાતીત સ્વામી ગાગરીયો ભરી ભરી આપે રંગ,
નીલકંઠ સેવા સ્વીકારીને અંઘોળે સૌને અંગ, ૬
ગોપાળાનંદ ગરજાવતા ભુંગળભેરીનો નાદ,
મુગતાનંદને મુળજી શ્રીજીને આપે સાદ, ૭
પરવત ગોવરધન પેખતાં દાદા ખાચર દરબાર,
બ્રહ્માનંદ ભણે ભાવથી સંગીત સોર અપાર, ૮
જીણો ભગતતો જોઈ રહ્યા મુરતીમાં રાખી મન,
વાજા અનોપમ વાગતાં સોર ચડયો છે ગગન, ૯
ઢોલ નગારાં વાગતા સરવે લીયે છે હીચ,
ગુલાલ કેસરના ઢોલથી કેવો બન્યો છે કીચ, ૧૦
કાઠી સખા સૌ આવીયા રમવા શ્રીજી સાથ,
કોઇ ઉડાડે ડોલચી કોઇને ગાગર હાથ, ૧૧
કંઈકને હાથ પીચકારીયું કંઇકને હાથ ગુલાબ,
કોઇને હાથ છડા ફુલના કોઇને ગુલાબી માળ, ૧૨
નર ગોરી નીજગામમાં ભગતીનો રાખી ભાવ,
નીરખીને ધરમકુમારને લે લોચનીએ લાવ, ૧૩
કોઈના હાથમાં ખંજરી કોઈ હાથે કડતાલ
કોઇ વગાડે પખાજને કોઇને ઘુઘરમાળ, ૧૪
કોઈ તો વગાડે જાંજને કોઈ વગાડે ઢોલ,
તંબુર વેણુને મોરલી કોઈના કરમાં ડોલ, ૧૫
કોઈ તો વગાડે તાળીયુ કોઈ તો ગાંણું ગાય,
હીચતાલે શ્રીજી હાલતા આનંદમંગળ થાય, ૧૬

અલબેલો ચાલેરે ઉતાવળા મર્મ ન જાંણે કોઈ,
જઇને પીચકારી મારતા જન પોતાનાં જોઈ, ૧૭

ભીડની માય ભળાય નહી શ્રીજી ખેલે રંગ,
કોટી સુરજની કાંન્તી અલબેલો રૂપ અનંગ, ૧૮

મનરે રહ્યાં છે મનુષ્યનાં ઘેલાં કીધા છે લોક,
ભીડ ભરાણી વેમાંનની ગગને થોકાથોક, ૧૯

તાળી નાખે ત્રણ તાલની સ્વર્ગ વ્યાપ્યો છે સોર,
નારી ભુલી નીજકામને મધુરા બોલ્યા મોર, ૨૦

સીવ સમાધી છોડતાં જોવા આવ્યા તતકાળ,
ભોમીથી શેષ સળકીયો ડોલ્યા હશે દીગપાળ, ૨૧

માજા મુકી માહાસાગરે ખળભળ્યા ગીરીના લાંગ,
નદીયુના નીર થંભી ગયા ક્રશ્ના કાવેરી ગંગ, ૨૨

દેવ આવ્યા બધા દેખવા ઇંદ્ર આદે જે શુર,
આવ્યા બ્રહ્મા શુકભારથી વાગે વેણુ રણતુર, ૨૩

નારદ વગાડે વાંસળી ગાંધરવ કીનર ગાય,
ગઢપુર અક્ષર ધામમાં માહા મહોતસવ થાય, ૨૪

દેવ વજાડે દુંદભી પુષ્પની વૃષ્ટી થાય,
નારી નમોઢા મીરમળી ગાન મધુરાં ગાય, ૨૫

રાસ રમી શ્રીજી રીજતા સૌને આપે ફુલ,
કંઠમાં હાર આરોપતા મોઢે હસીને મૃદુલ, ૨૬

રાસ રમી સુખ આપીયુ સૌની પુરી આશ,
ગાય શીખે સુણે સાંભળે અક્ષરપુરમાં વાસ, ૨૭

ધનધન દીવસ આજનો રાસ રમયા માહારાજ,
પ્રગટ પુરશોતમ આવીયા કરવા સૌએના કાજ, ૨૮

મોહન મોહ્યું ચીત ચર્ણમાં ચર્ણમાં રાખુ હું ચીત,
રવજી કહે મતા આપજો ગરબા ગાવાની નીત, ૨૯

---

## ગરબો રાગ માડી તું તો પાવાની પટરાણી છે.

એની આજ એકાદશી આનંદ કે સુખ વધામણારે લોલ,
શ્રીજી વાહાલો જળ ઝીલવાને જાય કે દીન રળીયામણારે લોલ. ૧
આવ્યા આવ્યા કાઠીયાદે કંઇક કે ઘોડા ખેલતારે લોલ,
કરી પરભુષણને પરીધાન કે છોગાં મેલતારે લોલ. ૨
શ્રી ઘનશ્યામે સજ્યા સણુંગાર કે શોભા શી કહુંરે લોલ,
ન મળે ત્રીલોક તેહ સમાન કે ઉપમા શું લહુરે લોલ. ૩
સજ્યાં શ્રીજી પીતપીતાંમ્બર હીર કે જાંમો જરકશીરે લોલ,
આંગડી ઓપે છે અલબેલ કે જાણે કોટી સસીરે લોલ. ૪
ખભે ધરીયો કસબી ખેસ કે રેટે કડકસીરે લોલ,
પહેર્યો વાહાલે કૌસ્તભ કંઠમાં હાર કે મુરતી મન વસીરે લોલ. ૫
કંઠે મુગતામણીયો માળ કે ગુલાબી હાર છેરે લોલ,
કનકકડા બાજુ પેહર્યા વેઢ કે તીલકભાલ છેરે લોલ. ૬
કાંને કુન્ડળ રત્નજડાવ કે ભુષણ ધર્યા અતીરે લોલ,
કહેતાં શ્રીજી ન પાંમુ પાર કે મારી સુંમતીરે લોલ. ૭
માથે મુગટ ધર્યો મણી હેમ કે સોટી હાથમાંરે લોલ,
શ્રીજી થઈ માણકીયે અસવાર કે ચાલ્યા સાથમાંરે લોલ. ૮
થાય બહુ ભેળભુંગળના નાદ કે ત્રાંબાળુ ગડગડેરે લોલ,
ગજરથ હાથીને સુખપાલ કે સ્વારી વાહાલો ચડેરે લોલ, ૯
થાય તોપોતણા અવાજ બંદુકો છુટતીરે લોલ,
વળી થાય વીધવીધ અબળા સોર જંજાળ્યો કુટતીરે લોલ. ૧૦
કરે માંહી ઘોડા ઘણા ઘમસાંણ કે નોબત ગડગડેરે લોલ,
ગરજે વ્યોમનગર આગાર કે પૃથ્વી કડકડેરે લોલ. ૧૧
ગઢડુ શહેર બહુ ચકડોળ કે દેવો આવતારે લોલ,
કરે કરે દુંદભી ઉપર થાય કે ફુલો વરસાવતારે લોલ. ૧૨
તાકધીન તાકધીન હોકડ થાય કે ગરબા ગાયછેરે લોલ,

શ્રીજી વાહો ગજે થઇ અસવાર કે દર્શન થાયછેરે લોલ. ૧૩
અક્ષરપતી લઈ ઉર આનંદ સખાને સાંદ કરેરે લોલ,
શ્રીજી જળ ઝીલવાકાજે જાય કાળજ સૌના ઠરેરે લોલ. ૧૪
સહેજાનંદ પોતે દીનદયાળ હાથીથી ઉતરેરે લોલ,
પ્રગટયા પ્રભુ પોતે ગોદ્વીજપાળ મનુષ્યચેષ્ટા કરેરે લોલ. ૧૫
કોમળપદ બોળે ઘેલા થાય પ્રગટ નુન એનાં થયારે લોલ,
નીરખે શ્રીજી નગરનાં લોક કે ફેરા ફીટી ગયારે લોવ. ૧૬
ઝીલી છબી શ્રીજી પધારીયાં ધાંમ ચડીને હાથીપરેરે લોલ,
સણુગાર્યા શેરી ચૌટા ચોક પુરયા છે સાથીયેરે લોલ. ૧૭
વધાવે નારી કંચન થાળ ભરીને ફુલડેરે લોલ,
નીરખવા શ્રીસહજાનંદ રૂપ અટારી ઉપર ચડેરે લોલ. ૧૮
આવ્યા છે અક્ષર ઉત્તમ ધામ ઉતારી આરતીરે લોલ,
જોઈ જોઈ શ્રીજી પુરણુ કામ કે આંખ્યો ઠારતીરે લોલ. ૧૯
ઝીલી જળ શ્રીજી પધાર્યા મહેલ સીંહાસન છાજતારે લોલ,
રવજી અવરેખી માહારાજ કે ઇંદ્રો લાજતારે લોલ, ૨૦

---

## બારમાસી રાગ સીતાજીના મહીનાનો.

સખી કારતકે ધરમ કીસોર જુનાગઢ જાય છે,
જઇને વસાયા મંદીરની માંય સેવા ઘણી થાય છે, ૧
સખી માગસર મહીને ઉમંગે સેવક સૌ આવતા,
શ્રીસહજાનંદ ભગવાન સારૂ ભેટો લાવતા. ૨
સખી પોસે પ્રગટ ભગવાન લીલા વીસતારતા,
એવા અસુર જે જીવ અનેક તેનેતોરે તારતા. ૩
મહા મહીને તો વીકસ્યો વસંત રંગો ઉડાવતા,
પોતે શ્રીજી શ્વામી ઘનશ્યાંમ કે સુખ પમાડતા. ૪
સખી ફાગણુ ફુલ્યો પુલમાંહ્ય કે આશ્રીત સૌ આવતા,
તેને આપી ગજરાને હાર હોંસેથી બોલાવતા. ૫

સખી ચૈતરે શ્રીઘનશ્યાંમ સભા કરે સામટી,
કરે પ્રશ્ન ઉત્તર પોતે ત્યાંહ્ય વાતો જો અટપટી. ૬
સખી વૈશાકે વનમાંથી આમ સાખો શ્રીજી કાપતા,
સૌ જનને અકેકી સીર પરસાદીની આપતા. ૭
સખી જેઠે ભગતીનો નંદ સદારે આનંદમાં,
કરે કથાકીર્તનને જ્ઞાન મુનીતણા વૃંદમાં. ૮
સખી અસાડે શ્રીજીમહારાજ જુવે છે નીરને,
કરે પાવસ કથા વીસતાર ધારી ઉર ધીરને. ૯
શ્રાવણ સ્વામી કરે શુખ વાત સતસંગી સાંભળે,
આપે સ્વામી સહેજાનંદ જ્ઞાન પાપ સૌના બળે. ૧૦
સખી ભાદરવે શ્રીજી માહારાજ સેવકને સંભારતા,
ધ્યાંને જોઇને સંત સ્વરૂપ આંખ્યોને ઠારતા. ૧૧
આસો આનંદ અપરંમપાર જામ્યો શ્રીજી ઉરમાં,
કરે મનુષ્યલીલા માહારાજ જુનાગઢ પુરમાં. ૧૨
પ્રગટયા પુરૂશોતમ દીનદયાળ જીવોને ઓધારવા,
દાસ રવજી ચરણનો દાસ તેને ભેગો તારવા. ૧૩

---

## કીરતન રાગ રાણારે અમે કોના મલાજા.

આ જુઠડી જગતની માયારે, અમે કોની લાજુ કરીએ;
કોની લાજુ કરીએરે અમે કોના મલાજા ધરીએ બાયુરે અમે ટેક.
સગપણ સાચુ શ્રીજી શાથે દેખી બીજા ડરીએ,
અક્ષરપતીને ઓળખીયા, શીદ ભાલે ભાથુ ભરી બાયુરે અમે. ૧
ધણી જેનામાં ઢંગ નહી તો સીદને ભુખે મરીએ,
સસેજાનંદ સ્વામી મળયા તરણી તેમાં બેશી તરીએ બાયુરે. ૨
અધર ઉછાળા માળા ઘલે દામ વગર ક્યાં ઠરીએ,
અમર વાહગણ આવ્યું તારે ફેરવીયાં શીદ ફરીએ બાયુરે અમે. ૩
શ્રીજી સાથે સ્નેહ બંધાણો કીરતન વાતો કરીએ,
ગમ પામી ગુરૂ મોહન પ્રતાપે જેરમ રાખ્યું જરીએ બાયુ અમે ૪

---

## પદ રાગ અરે ગીરધારીરે ગીરધારી.

શ્રીજી શાંણારે શ્રીજી શાંણા લાગુ તમારે પાય,
દાસ દીનને શ્રીજી તમે જેમ તેમ કરીને નીભાવજો, ૧

માતપીતાને તજ્યાં સગારેસહોદર ચરણ આવીયારે,
ચરણ આવી શ્રીજી કરોને સહાય દાસી દીનને શ્રીજી તમે ૨

સોનાના હાર કંઠી ચોરસી તજીશું,
અરે વાલા કીધોરે વાલા કીધોરે શ્રીજી સરણનો વાસ દાસી. ૩

હીરનેચીર સ્વામી સ્વાદને તજીશું, અરે ઉરધારીરે ઉરધારી,
આવી તમારી પાસ દાસી દીન. ૪

કહે મણી ગમગુરૂ મોહન પ્રતાપે હુંતો વળગીરે,
હુંતો વળગી વાલાને વીસવાસ દાસી દીન. ૪

---

ગદ.

હુંતો ગુરૂને ભજીને ગમ પાંમીરે, શ્રીજીને મેલી અન્ય નહી ભજુ;
મારી અમર કીરતી હવે જાંમીરે, શ્રીજીને મેલી અન્ય નહી ભજુ.
ગુરૂ મોહનની સેવારે મેતો કીધીરે શ્રીજી.
મારે માથેથી ચોરાસી હરી લીધીરે શ્રીજી.
મારા તનનું અંધારૂં એણે ટાળ્યુંરે શ્રીજી.
મારા અંતરમાં કર્યું છે અજવાળુરે શ્રીજી.
એણે અક્ષર પતીને ઓળખાવ્યારે શ્રીજી.
મારા ઉરમાં જ્ઞાનોનાં બીજ વાવ્યારે શ્રીજી.
હુંતો પુરણગતીને હવે પાંમીરે શ્રીજી.
નેણે નીરખ્યા સેહેજાનંદ સ્વામીરે શ્રીજી.
અન્ય અવતારો લાખમે તો લેખા શ્રીજી.
બીજે અક્ષરપતીને નવ દેખ્યારે શ્રીજી.
અંતે અધર તો ભાળ્યા ઉઘાડારે શ્રીજી.
અક્ષરપતીને હવેરે મેતો ભાળ્યારે શ્રીજી.

શુદ્ધ જ્ઞાને પાંમીશું નીસતારે શ્રીજી.
છોડયો એતો જગતનો જે છેરે વેવાર શ્રીજી.
કહે મણી અગમ સુખ પામીરે શ્રીજી.
મળ્યા ગુરૂ રવજીનો મોહન સ્વામીરે શ્રીજી.

---

## કવિત.

સાંખ યોગ સીધ કીયો લીયો વેસ બીરતકો,
અક્ષરકો અધીકાર પરમ જ્ઞાન પાયો હે;
કામ ક્રોધ લોભ મોહ ચારકો હઠાયો દુર,
ક્ષમા અરૂ સ્વચ્છ ચીત અંગમે લગાયો હે.
આશ્રીતકો દેત જ્ઞાન સાધી સમાધી સમાન,
એસો ગુરૂ ગુણવાન મોહનજી આયો હે;
પૃથ્વી ઉપર પ્રગટ ભયો અક્ષરકી છબી એહી,
રવજી સરવાંગરૂપ વૈરાગ તો છાયો હે. ૧

પુરૂશોતમ પ્રગટ ભયે મોહન તો સંત રૂપ,
જાનો નહી જાત સોતો કુમતીકે નાઇહે;
ઓલખ નાંહી લેત આજુ પસ્તાઇગો ફીર પાપી,
પ્રગટકો પીછાન નહી પાખંડકો પાઈહે;
નામ લીયે હરે પાપ અજબ રૂપ મોહન આપ,
રવજી મહા શભાગી ઉનકો તો સીખાઈ હે,
રવજી પતીયાશલાઈ મોહનકો સંગ કીજે;
અધમકો ઉધારહી મોહનતો આયો હે. ૨

---

## ગીત.

આવો આવો ધરમ સુત આવોને દાસી જાણી દયા દીલ લાવોને,
વાટ જોઈ વાલા શ્રીજી રહાશું ધનશ્યાંમ થુમી ઘેલી થઈશું;
રખે વાલા મને વીસરી જાતા મને નગણી ગણી નીરદય થાતા,

મારૂ મન લાગ્યું ચરણે સ્વામી જાણો શ્રીજી તમે અંતરજામી;
તન રહ્યું છે તમપર ધારીને શ્રીજી રવજીના સ્વામી વારીને.

---

## કીરતન રાગ આવું ઓધાના તું! જાણ

વાટડી વાલા જોઇને રહીશું, ધર્મનંદન સુખ ધામ;
છોગાળા સાથે મારે સ્નેહ બંધાણો નથી મારે અવર સાથે કામ,
વાટડી વાળા જોઈ ટેક.

માતપીતા સુત બાંધવ યાદે તુછ જાણ્યુ તમામ,
સહેજાનંદને સીસ અરપ્યુ નથી આવડતું બીજું નામ વાટડી. ૧
માયા મેડી મેહેલ જરૂખા ધનધરણીને ધામ,
ત્રણ લોકતણું રાજ મળે તો તે આવે મારે શું કામ વાટડી. ૨
શ્રીજી ભજતાં મારે સુખ ઘણું છે ઘટમાં વાલા છો ઘનશ્યાંમ,
કલ્પ મેલી સીદ કડવા દ્રુમનો વાલા કરૂ વિસરામ વાટડી. ૩
આવોરે અલબેલા શ્રીજી તમે ઠરવાનું મારે ઠામ,
રવજીના સ્વામી રાખો ચરણમાં હઇડે ભજ્યાની મારે હામ વાટડી ૪

---

## ગરબી.

દુરગપુર આનંદ અપરંમપાર, રસીયો આવ્યા શ્રીજી છોગાળો;
રથડા બોલ્યા જણુજણુકાર રસીયો આવ્યા.
જોને બેની સજ સામૈયા થાય, નરનારી મનહર મંગળ ગાય.
રસીયો આવ્યા. ૧
જોને બેની ઢમકે વાગ્યા ઢોલ, સણગાર્યા મેડી બંગલા મેહેલ;
રસીયો આવ્યા. ૨
શેરડીયુવાળી વેર્યાં ફુલ, પતાકા તોરણ જરીયન અતુલ;
રસીયો આવ્યા. ૩

સામૈયે સૌજન સામા જાય, વધાવે નારી મંગળ ગાય;
રસીયો આવ્યા. ૪
ફુલોના કંઠે ધરીયા હાર, ગરબીને રવજી તો બલીહાર;
રસીયો આવ્યા. ૫

---

## પદ રાગ આવું ઓધાના તું જાણ

હરીકૃષ્ણ આવ્યા હેતે પુર્વ પ્રીત જાંણી,
નીલકંઠને નોતાં ભુલ્યા સચર મારી સાંણી હરીકૃષ્ણ. ૧
અંતરની શ્રીજીની આજે વાલપ વરતાણી,
ધર્મલાલ નીરખી નજરે અગ્ની ઓલાણી, હરી૦ ૨
આરતી સામગ્રી સેવા આગળથી મે આણી,
સૌને સમજાવી કહેશું જાંણે તે જેઠાણી, હરી૦ ૩
ગરમ રાખીને રહીછું ઘેલાતણુ પાણી,
ચોળી નવરાવું શ્રીજી ભલે વગોવાણી હરી૦ ૪
રસીયાને રાખુ રીત મનોસુખ મોણી,
સ્વામી. રવજીના ઉપર લાખ કરૂ લ્હાણી. હરી૦ ૫

---

## ગરબી.

મલ્યા માર્ગમાં શ્રીમાહારાજ ઘનશ્યામ લેરખડા,
થયાં ઉગ્રભાગી બહુ આજ, ઘનશ્યામ. ૧
સહુ જોગીઓ સરવેનાં ચોર્યા ચીત,
ઞોતો બાઇ પુર્વજનમની પ્રીત, ઘનશ્યામ. ૨
એની મુરતીએ ચોરી લીધું મન,
ચોર્યા ચોર્યા છે તનમન ધન, ઘનશ્યામ. ૩
જોને અલી પેર્યા પીતામ્બર પ્રીત,
કનક કાંધ માંહે ઉપવીત, ઘનશ્યામ. ૪

પેરા જરકશી જામો અંગ,
ભાસું અંગતો રૂપ અનંગ, ધનસ્યામ, ૫
ખભે નાખ્યો હીરાગળ ખેસ,
છુટા ઝળકે છે જરકશી વેસ, ધનશ્યામ. ૬
ઉર ધર્યો એકાવન હાર,
ચીત ચોટયું સજી શણગાર, ધનશ્યામ. ૭
દોરા ચોરચી હૈસ્તભી માલ,
પોહોચી બાજુ છે જાકજમાળ, ધનશ્યામ. ૮
વેઢ વીંટીને જાંજર પાય,
કટીમેખળા સરસ સુહાય, ધનશ્યામ. ૯
કાને ગજરા કંઠે પુલમાળ,
સુંદીર નાસીકા અધર છે લાલ, ધનશ્યામ. ૧૦
ધર્યા કુંડલ મકરાકૃત કાન,
મારી વીસરી ગઈ સુધસાન, ધનશ્યામ. ૧૧
માથે મુગટમણીનો જડાવ,
લીધો લોચને રવજી લાવ, ધનશ્યામ. ૧૨

---

## ગરબી.

તારા લટકાં ભાળી લાલ શ્રીજી છોગાળા,
કરૂ કેસર તીલકતે ભાલ શ્રીજી છોગાળા;
તારી છબી જોયા વીણુ શ્યામ શ્રીજી.
અમને કાંઇ ન સુજે કામ શ્રીજી.
તારી અણીયાળી આંખ શ્રીજી.
થઈ વ્યાકુળ જોગીયા સાંખ શ્રીજી.
તારા રસીયાજી જોઇને લટકા શ્રીજી.
થાય કાળજડાના તો કટકા શ્રીજી.
રૂડા લાગે છે મોણીડાના તોરા શ્રીજી.

આવો આવો ધર્મસુત ઓરા શ્રીજી.
વાલા મોતીને ફુલથી વધાવું શ્રીજી.
સાંખ જોગીયો સરવે ગુણગાઉ શ્રીજી.
સાંખ જોગીયો સરવે છે તમારી શ્રીજી.
સ્વામી રવજીના જાઉં હું તો વારી શ્રીજી.

---

## પદ રાગ જંગલમાં.

### સાખી.

મુક્યાં છે માબાપને મુક્યાં છે ઘરબાર,
સાંખ જોગીયો સરવે મળી વીનવે વારંમવાર;
તલસાવોમાં તલસાયોમાં જાંણી અબળા નાર,
છપૈયેથી શ્યામ પધાર્યા ધરમભગતીનો કુમાર,
સેહેજાનંદ સરણો છું.

હીરચીર આભુષણો શ્રીજી તું સણગાર,
ઘાટઘરેણું ચાંડલો ભગતી ધર્મકુમાર;
અખંડ ચુડલો પેહેર્યો અમે આજ,
હવે શ્રીજી તમારી છે લાજ;
દુર કરશો નહી દીનાનાથ,
હીરો આવ્યો અમારે હાથ;
શહેજાનંદ સરણે છું.

### સાખી.

રસીયાજી રેહેતી નથી ધરતાં મનમાં ધીર,
સાંખ જોગીયો સરવે મળી નારણધરાને તીર;
ભગતી જાયો ભાળી ભુલ્યાં સૌ ભાંન,
નથી સુધકે હવે રહી સાંન;
આવો આવો લલચાવોમાં, તનમન ધન કરયુ છે કુરબાંન;
શ્રી સહજાનંદ સ્વામી સરણાગતને.

## સાખી.

અલબેલાને આવતાં સરવે મળીયો સાથ,
મચકો કરતી માનુની હરષે જાલ્યો હાથ;
રાખો ચરણે તમે તો ઘનશાંમ,
અમઅબળાને ઠરયાનુ તમે ઠામ;
દરસન દેજો સરણે લેજો,
રવજી ભજવાનું મારે કામ.
શ્રી સહજાનંદ સ્વામી સરણુંગતરે.

---

### કીરતન રાગ ભજરામરામ રઘુનાથ મમ તુહી વાર.

મારા ભગત એ કાન્તીક નીત નજરે ભાળું,
મને પ્રાણથી વાલા છીત નવતમ ન્યાળું;
મારૂ તનમન ધન છે એહ અક્ષરમુરતી,
મારા ચીતમાં ચોટી તેહ સંતની સુરતી.

મારા ભગત છો.

સંત સુવે તો હું જાગુછું સંત જાગે હું ગાઉ,
સંત અમારા કરે આજ્ઞા કાલોવાલો થાઉ નીત્ય સંભાળું;

મારા ભગત છો. ૧

અડસઠ તીરથ સંત ચરણમાં જમનાં કાશી પ્રાગ,
જપ તપ જોગ સમાધી સાધન સંત ચરણ અનુરાગ પ્રીતે પાળું;

મારા છો. ૨

અક્ષર મુરતી તેને હું આધીન વેચે તો વેચાઉ,
બાંધ્યો મારો સંત છોડશે સંત બાંધે પસતાઉ;

દુખ કેમ ટાળુ મારા છો. ૩

મારા સંત મને બહુ વાલા તેથી ન વાલુ કોઇ,
ચઉદ લોકને વારી નાખું એકાન્તીક મુખને જોઈ;

રવજી દયાળુ મારા છો. ૪

## ગરબી.

વાટે મળ્યા છપૈયા વીહારી છપૈયા સુખદાતા,
મને બાંયે ઝાલીને બેસારી, ,,
મને જ્ઞાન દાન ઘણું દીધુ, ,,
હૈયાતણું તીમર હરી લીધુ. ,,
મારે અંતર થયુ અજવાળુ; ,,
નજરે અક્ષર મુરતી ભાળુ. ,,
મને મોહને મન સમજાવી, ,,
મને અગમની સુરતા આવી. ,,
ટળી અંતરથી મારે ઉપાધી, ,,
રૂપ ભાળી સમાધી સાધી, ,,
મન મોહનને દઈ દીધું, ,,
ભગત મણીનું દુખ હરી લીધું. ,,

---

## ગરબી.

મને ધરમનંદને ધીર આપી; મારી જાળ અજ્ઞાનની કાપી.
હેતાલુ હરીકૃષ્ણે,
મોહન મારી ઉપર મેહેર કીધી, દાસી જાંણી ચરણમાં લીધી;
હેતાલુ હરી.
મારી કરણી સાંમુ નવ જોયું, મન એહીથી મોહન સાથે મોહયું;
હેતાલુ હરી.
મને અખંડ ચુડલો આપ્યો, મારા કર્મનો દોષ બધો કાપ્યો;
હેતાલુ હરી.
મને મોહનની મોહની લાગી, મણી કહે હું સંસારને ત્યાગી;
હેતાલુ હરી.

---

## રાસડો રાગ પુનમચાંદની.

મન માંન્યા મોહન મંદીર આવજોરે,
વાલા જોઇને રહીછું તમારી વાટ,
મનમાં ન્યા. મોહન મંદીર આવજોરે,
સેરી વાળી વેરયાં છે રૂડા ફુલડાંરે;
કેસર તીલક કરૂં હું લેલાટ,
મનમાં ન્યા મોહન મંદીર આવજોરે.

### સાખી.

ધર્મનંદ ધ્યાને લીયો કરગરૂ ભગતી કુમાર,
દાસીનાં દુખ કાપવા વેલી કરજો વાર;
તનમન ધન તો રહ્યું તમારી ઉપરરે,
આવો અલબેલા શેનો છે ઉચાટ મન માન્યા. ૧

### સાખી.

સુંદીર ભુવન સણગારીયુ કેનક બીલોરજા કામ,
સોભા શ્રીજી શી કહુ જાંણે સુરપતી ધામ,
ફુલ ગજરા હારોને કંઠે નાંખીયેરે;
હરી બેસો બાંધી હીંચોળાખાટ મનમાં ન્યા. ૨

### સાખી.

પીરસાયા પકવાંન મે જમજો ધર્મકુમાર,
અંતરના અનુરાગથી કરશો અંગીકાર;
સ્વામી શ્રીજી બીરાજો સુંદીર ચાળેરે,
પ્રગટ પુરૂશોતમ આગળ પડયો પાટ મનમાં ન્યા. ૩

### સાખી.

ધર્મભગતીની કુંવરજી જમી રહી પોઢા પલંગ,
વાયરો નાંખુ વીજણે વાધે નવનવ રંગ;
મુક્તમણી ઉતારે મોહન આરતીરે,
રવજી પ્રગટયો પ્રેમ પુર વાર. મનમાં ન્યા. ૪

## ગરબી.

આવ્યા આવ્યારે ભગતીનો નંદ બાઈ મારે દીવાળી
એતો મુકયો જગતનો ફંદ. બાઈ.
ઘનશ્યામને ઘણેરોરે પ્રેમ.
ઉગ્યો સુરજ કીરણોનો હેમ. બાઈ.
આજ મારે મોતીડાનો મેહ વરસયો,
નામી શીશ પાહોલીયો પરસ્યો બાઇ.
મને મોહને આપ્યો તો કોલ,
આવ્યા શ્રીજી વાલો મારે મોલ બાઇ.
ઘનશ્યામની ઘણી સેવા કરશું,
સાંખ જોગીયો સરવે મળી વરસું બાઈ.
મુક્તામણી કહે ન્યાલ થઈશું,
રવજી મોહન ચરણ સદા રહીશું બાઇ.

## રાગ બનીસી આ ગતી મારી,

મુરખ નર મેલને માયા કશી નહી કામની કાયા,
રાણીના ના રહયા જાયા બીબી જાયા સકલ ખાયા મુરખ.

## સાખી.

ઇંદ્ર ગયો ગયો ગુરૂ અમર ગયો પુરૂષ પ્રધાન,
પ્રક્રતી પુરૂષ આદે સહુ આવી ગયુ અવસાન;
અક્ષરપતી ધર્મકો જાયા નીકટ નહી કાલતો આયા મુરખ ૧

## સાખી.

શ્રીજી સરવો ઉપરી વસે અક્ષરાધામ,
નીજ ઇચ્છાએ પ્રગટતાં કરવા જનનાં કામ;
અવતારી અવતાર લઈ આયા. મુરખ. ૨

## સાખી.

પુરણ પુરૂષોતમ પ્રગટીયા શાક્ષાત શ્રી ઘનશ્યામ;

ગોબરજી ઉતારે આરતી શ્રી સહેજાનંદ નામ,
અજબ ભેદ મોહનસે પાયા. શુરખ. ૩

---

## ગરબી રાગ ગોરસ લઇને ગોપીકા.

પાંમી પુરણ સુખ આજ હું ખંતે ખંતીલો આવ્યા,
કરતી નથી દુનીયાં થકી મારા મનમારે ભાવ્યા;
મોલે આવો મારા નાથજી હરી હું થઉ રાજી.
નેહ ભરયો વાળા નેણુમાં કરો કરૂણા બીરાજી,
શ્રીજી આવો મારા સમ છે લઈ ભક્તોને સાથે;
રાંધી રસોઈ રસીયા જમો, હરી પીરસુ હાથે,
છેલા જમાડુ થાળ હું, જમો જીવન મારાં.
આવો તમે અલબેલડા રાખુ મેહેલ ઉતારા,
શરીર ચોળુ ઉને જળે સ્વામી ચોળી સરીર,
રવજીના સ્વામી ઉતાવળા રાખો ધારણ ધીર. ૧

---

## ગરબી. રાગ સદર.

કેસરીયોરે કંસાર છે ઘ્રત નાખીને ચોળયો,
જમવા જીવન તમ કારણે મુકયો આગળ મોળો;
સીરો પુરી દુધપાક છે ખીર કીધી છે ખાંતે,
બરફી પેંડા ને ગાંઠીયા નાથ જમજો નીરાંતે.
સુતરફેણી ને સુખડી સેવ જીણી ધરી છે,
મોહન થાળ જલેબીયો શ્રીજી કાજ કરી છે;
દાળભાત ને રોટલી સાક સારાં સુધારયાં,
વંતાક ગલકાં વીવેકથી વાલ નાખી વઘારયાં.
ભીંડા દુધી ને કારેલડાં વાલોળ ભાજી વઘારી,
મેથી તાંદલજો ને મોધરી કીધાં કાજ તમારી;
ભુદર કંટોલાં ભાવથી તેલ નાખીને તળીયાં,
સુરણ બટાટા સ્નેહથી પીરસ્યાં છે પાતળીયા.

અડદ ને મગતો મસુરની દાળ તાજી વધારી,
ચણા તુવેરમાં સ્વાદ છે રાંધ્યા છાલ ઉતારી;
વડાં પાપડને સુંવાળીયો ભજીયાં અડવીનાં કીધાં,
જમજો સ્વામી રવજી તણા પ્રભુ પીરસી દીધાં.
કેરી અથાણુ શાઈતુ ગુંદા ને મરચાં,
આદુ હળદર ને કેરડાં પ્રેમ આવે પીરસતાં;
કેસર નાંખી દુધ મેલીયું સાકર સાથે ઉકાળી,
દહીં ભાંગીને કીધી કઢી શ્યામ જમજો સંભાળી.
નાથજી જમજો નીરાંતથી કસુર હોયતો કેજો,
સરમાશો જો શ્રીજી તમે મોઢે માગીને લેજો;
ખારૂં મીઠું તીખું હોય સ્વામી જમજો સંભાળી,
પવન નાખું હુંતો વીંજણે મારે આજે દીવાળી.
ચરૂ કરી ઘનશ્યામજી પ્યારા પલંગે પધારો,
મોહન આપે મુખવાશ લ્યો દાસ રવજી તમારો;
પરસાદી રવજી ને આપીરે નાથ હમણાં હું આવું,
પાન સોપારીના બીડલાં લાલ થાળમાં લાવું,
નાથ નમ્રતા રાખજો સ્નેહે શીસ નમાવું,
પુષ્પોના હાર ગુંથેલ છે પ્રીતે તમને પેહેરાવું;
વાહર નાખુ મારા વાલમા સેવા લીયો સ્વીકારી,
મોહન મને સુખ સાંપડયુ લઉં આરતી ઉતારી.
ગુણ તમારા ગાઉં હું વારી નાથ હું વારી,
થાળ રચી માહારાજનો રવજી બલહારી.

---

## દોહરો.

મોહનકો મીલનો કઠીન, હેયે ન પુનકો પાસ;
નયન કાંહાંસે નીરખું, ખોજ કરીલે ખાસ.
ટોકી મેં તુજકો કહું, છે મોહન સુખદાઈ;
કર સેવા નીત્ય ચરણકી, અક્ષરકો સલીજાઈ.

## છપ્પય છંદ.

આયો અવની પરે જગ્તકો જીવ ઉધારન,
આયો અવની પરે સંત સેવકકે કારન.
આયો અવની પરે સકલકો કાજ સુધારન,
આયો અવની પરે અસુર અજ્ઞાની મારન.
મોહન આયો મહીપરે જાન શકોશો જાનલ્યો,
રવજી ફીર પસ્તાઇગો ગયો વખતતો ના મીલ્યો.

---

## દોહરો.

તનકો ત્રાસ હરે સદા હ્રદય ચડાવે રંગ,
કરે સરીખો આપહી નીકટ છે સક્તી અભંગ;
પેખી લ્યો પરચા પ્રગટ જગમાં જાહીર નામ,
સાચાને રાખો સકલ સુધરે કામ તમામ.

---

## ગરબો.

સ્વામી અક્ષર ધામથી આવ્યા કળીમાં કલંકી.
પ્રગટ પુરસોતમ શ્રીજી કહાવ્યા,
આવી કાંકરીએ તંબુ તાણ્યા;
એને વીશ્વ બધામાં વખાણ્યા. કળીમાં. ૧
તીયાં જગનો કીધાં જાજા,
આવી નમીયાં દેશ દેશના રાજા;
આવા ચોસઠ ગાઉ સીમ ઘેરી,
ભેગાં વાગે ભુગળને ભેરી. કળીમાં. ૨
થયાં હનુમાનજી આગે વાની,
આવી સરણુ નમે અભીમાંની;
છે અરજણને ભીમ તેની ભેળા.
મોટા મહીસુરના થાય છે મેળા. કળીમાં. ૩
દેવ સરવે ભુસુર રૂપ ધારી,

આવ્યા પ્રગટ જોવા અવતારી;
અજ્ઞ ભાળી સૈ દેવ થયા રાજી,
રહ્યાં ગગનમાં દુંદભી ગાજી, કળીમાં. ૪

ફરી ચગન અમદાવાદ આવ્યા,
સઉએ સોનાના ફુલથી વધાવ્યા;
કહે દુર્લભ સાહેબ શીશ નામી,
આપુ ભોમીકા વાસ કરો સ્વામી. કળીમાં ૫

તેણે દાંન ભોમીનાં દીધાં,
તીયાં મંદીર શીખર બંધ કીધાં;
તીયાં અનેક જાત્રાળુ આવે,
ભેટો ભારે ભારે સીસ લાવે. કળીમાં. ૬

શ્રીજી ધર્મ સ્થાપ્યો મોટો,
કર્યો નીસેધ માર્ગ ખોટો;
માહારાજ માંનુશી લીલા કરતાં,
સંત મુનીની સાથે ફરતા. કળીમાં. ૭

શ્રીજીનારાયણ ઘાટ જઇ નાતા,
સાથે સર્વેને લઈ ત્યાં જાતા;
નારાયણ ઘાટમાં નાથ પડ્યા નાવા,
પ્રગટ રૂપે ગંગા ત્યાં આવ્યાં. કળીમાં. ૮

ફુલ મોતીએથી શ્રીજી વધાવ્યા,
માહારાજ દરસન દેવા આવ્યા;
કહે માહારાજ સાંભળો સતી,
નાચો નરનારીને પાંમે ગતી. કળીમાં. ૯.

નાઈ નારાયણ ઘાટમાં આવે,
સુખે અક્ષર તે ધામમાં સીધાવે;
વર આપી વાલોજી વળ્યાં;
સીશ મુની સાથે સાંમા વળ્યા. કળીમાં. ૧૦

મંદીર બાંધીને શીખરો ચડાવ્યા;
માથે સોનાનાં બેઠલાં ચડાવ્યા;
જુવે અનેક મનુષ્યો આવી,
નરનારાયણ મુરતી પધરાવી. કળીમાં. ૧૧
ત્યાં આનંદ મંગળ થાય,
દાશ રવજી ગરબો ગીત ગાય. કળીમાં. ૧૨

---

## પરભાતી રાગ જ્યાં લગી આતમાંતત્વ.

ઉઠતાં સમરને શ્રીજી ઘનશ્યામને નીત્ય લે ઉરધારી;
અનંત બ્રહ્માડના ભુપને નીત્ય ભજી, લાવ લે આંખ ઠારી.
ઉઠતાં સમરને ટેક.

સુતવીત દારમાં નારીના પ્યારમાં ભાઈ ભાળી ગયો કેમ ભુલી,
જન્મને મરણની દોરીયો હાથ છે ફાંસો ગળે છે ને જાય છે પુલી;
ઉઠતા સમર. ૧

શ્રીજીને છેતરી અવતરી આવીયો છલને કપટથી રહ્યો નહી છેટે,
અંતના વખતમાં;યાદ તે આવશે જાલીમ જમડા દીયે પાળી પેટે;
ઉઠતાં સમરને. ૨

હેઠું રાખી હૈયુ માંન્ય મારૂ કહ્યું અક્ષરપતી આરાધને ઉર આંણી,
દેવ સેવા કરે ધ્યાન મુની ધરે તેહ શું બેસશો કેમ તાંણી;
ઉઠતા સમરને. ૩

સંતને સેવતાં મોહ મોહનહરે કરે પોતા સમો પ્રેમ ધારી,
પ્રગટ પુરૂશોતમ પ્રગટ તેને ભજો રવજી કહે જઉ છબી નીતવારી,
ઉઠતાં સમરને ૪

---

ભરી ભરી ગગરી સગરી પરડારત જયુ અસાડ ઘન છાયો;
બેહદ એસો રંગ બનાયો. ધરમજીકો લાલજી. ૨

ઢાલ નગારાં સરણાઇ બાજત સોર ગગનમે છાયો,
શેષ સુરેસ મુનેષ પધારે પુષ્પકી વૃષ્ટી કરાયો;
રવજી ગુણુ શ્રીજીકો ગાયો, ધરમજીકો લાલજી. ૩

---

## હોરી.

ધરમજીકો દેખ્યો દુલારો દુલારોરે ધરમજીકો,
ખેલત રંગ પ્રેમ છે પ્યારો ધરમજીકો દેખો દુલારો. ટેક.

કંઠમે માલ હે પુલ ગુલાબકી તોરાતો ન્યારો હે ન્યારો,
પીતપીતાંબર જસકસી જાંમા બુટામે પુલ હજારો;
મોહન હોતો માહા મતવારો. ધરમજીકો. ૧

ભાગત નાચત કુદત ઠેકત આવહી જાત અપારો,
પકડ પકડ શ્રીજી સબકોન નાવત કોઇ નીડટ કોઇ ન્યારો;
કેસર રંગ ભર ગયો કયારો ધરમજીકો દેખો. ૨.

ભેરી મૃદંગ ભુંગલ બાજત ઓર હે નાદ અપારો,
એકાન્તીક દાદા આદે સબ આયે ભગત સંતનકો લારો;
કરે દંડવૃત હજારો, ધરમજીકો. ૩

રૂપ અનુપ ધરી કરી શ્રીજીને સબકો કાલજ ઠારો,
રવજી કહત શ્રીજી સબ સંગ ખેલત જગમે જસ બીસતારો;
સ્વામી જે જેવોતેવો તમારો, ધરમજીકો. ૪

---

## હોરી.

ધરમ સુત ખેલત હોરી હોરીરે ધરમ સુત,
સકલ જનકો ચીત ચોરી ધરમ સુત ખેલત હોરી ટેક.
ગગન કેસર ગુલાલકી ભરીયલ ચંદન મૃગમદ ઘોરી,

## પરભાતી રાગ રાવણ કહેરે મંદોદરી.

શ્રીજી કહે સૌ સાંભળો સંત મારા સ્નેહી,
પંચતત્વનો આ થયો ક્ષણ ભંગુર દેહી શ્રીજી કહે સૌ સાંભળો.

જળરે પરપોટો નીપજ્યો પલમાં ગલટીરે જાશે,
વારે વાદળની વીજળી તેમ દ્રષ્ટે દેખાશે, શ્રીજી. ૧

સમજી સુમારગ ચાલજો લેજો ઓળખી અમને,
અમે આવ્યા ધર્મ સ્થાપવા નહી મુકીએ તમને, શ્રીજી. ૨

દ્રોહ ઈરસાને ઠાગવો લીયો ધીરતા ધારી,
ઓળખીને છબી અમતણી લેજો ઉર ઉતારી, શ્રીજી. ૩

મને ભજે તે મુજસમા કરૂ મુંજથી સવાયા,
આવર્ણ એક આવે નહી મોહ મમતાકે માયા, શ્રીજી. ૪

પરવાનો લઈ મુજ પાસથી અક્ષર ધામમાં આવો,
વચનામૃત કરી વેગળા નહી જન્મ ગમાવો. શ્રીજી. ૫

શ્રીજીસાહેબ સંતને સાધજો તેનો સતસંગ કરજો,
રવજી મોહન પ્રતાપથી સુખે ધામ સંચરજો, શ્રીજી. ૬

---

## હોરી.

ધરમજીકો લાલજી આયો આયોરે ધરમજીકો,
કેસર રંગ સંગમે લીયો ધરમજીકો લાલ ટેક.
સાંખ જોગીયો સબ મીલી સંગમે રંગકો કીચ રચાયો,
અબીલગુલાલ અગરજા કેસર થહુ ઠારી ઘટ બનાયો;
હરખ સબ ચીતમે છાયો ધર્મજીકો લાલજી આયો. ૧
પુર નર્ગકે સબ નરનારી દેખન ખેલકો આયો,
કોઈ ગ્રહી પીચકારી ગુલાબકી કોઇ તો કેસર ઉડાયો;
દુરગપુર ધુમ મચાયો ધરમજીકો લાલજી.
કેસર ચંદન શ્રીજી બીજત અખીયાં અરૂન રંગ છાયો,

પકડ પકડ બેચાં અબહુકો શ્રીજી દેવત બોરીકે બોરો;
કમળ નયન ધર્મ કીશોરી. ધરમ સુત. ૧

કોઈ પીચકારી મારત અંગપર કોઈ તો દેવત ઢોરી,
દુર્ગબાસી જન દેખન આયે આએ પુરૂષ અરૂ ગોરી;
દેખત જીયુ ચંદ્ર ચકોરી. ધરમ સુત. ૨

દુંદભી દેવ બજાવત નભમે પુષ્પકી વૃષ્ટી કરોરી,
બેના તારકોડકો બજાવત બોલત મોરલીમે હોરી;
સુનત રાગ સુરસ સંગોરી, ધરમ સુત. ૩

કનકથાળ કુકુમ મુગતાલે સાથ લે પુષ્પ સુનેરી,
હરષ ધરી હરીકૃષ્ણ બધાવત મોહનમાં તજયો મોરી;
કહે રવજી કરજોરી, ધરમ સુત, ૪

---

## ચોપાઈ છંદ રાગ વાવાયાથી નળીયુ ખસયું તે દેખીને.

અરે જીવ અભાગી આજ કહુછું સીક્ષા તારે કાજ,
સહજાનંદ શું નાંણ્યું હેત ખાર બધો તે વાળ્યું જેત;
ખોટેખોટું તુતેતુત અંતે ચોની પામે ભુત,
બોલે મોઢે હાલે કેમ તેતો કરવા માંડયું તેમ;

શ્રીજી સાથે ન મળે પ્રીત ગાશો મોઢે ખોટાં ગીત,
દ્રોહ રાખીને દલમાં ફરત સંત મોટાની નીંદા કરત.
પંચ શતરૂ છે તારા ખાસ પકડી તેણે રાખ્યો પાસ,
તજીસ રીપુતો તારે સુખ નહી તો માથે દારૂણ દુખ,
આવ્યો છે શ્રીજી અવતાર તેનો તારે ન મળે ભાર,

સુલવીત નારી ભાળી છેલ ખોટા કરવા માંડયા ખેલ;
ધાઉધુતીને ધનને હરે કુડકપટના કામો કરે,
ધર્મધુરીનધર ધરમકુમાર અંતર તેથી રાખ સચાર;
ભગવાં પેહેરી ભગતી કરત છાપ તીલકને માળા ધરત,
અંતરમાં છે અવળી વાત કુડકપટને વીશ્વાઘાત;

જ્ઞાન ધ્યાન સમજે નહી કાંઇ બહુ બોલીને કરત બડાઇ,
એકાન્તીક જે શ્રીજીના જન દ્રોહી માન્યા તેને મન;
જાંણ્યો મે આ તારો જંગ સોહાજનનો કરશો સંગ,
મોહન સુત્તુ મેળવ પ્રીત ચોખુ રાખી તારૂ ચીત;
ભવબંધનના ફેરા ટળે સુખ ધામ અક્ષર તો મળે,
રવજી નજરે ભાળી નીત કહે છે ઉરમાં આંણી પ્રીત.

---

## ગુરૂ મહીમા રાગ ચોપાયા છંદ.

શ્રીજી ચરણુ વંદુ શીસ નાંમીરે,
કરજો કરૂણા સેહેજાનંદ સ્વાસીરે;
નમુ ગુરૂ મોહન મારા તેહરે,
જેણે જ્ઞાન દીધુ મને એહરે.
જેથી ગુરૂ મહીમા મે જાંણ્યોરે,
વેદપુરાણ શાસ્ત્રોમાં વખાણ્યોરે;
ગુરૂ મારા છે જ્ઞાન અધીકરે,
ટાળી મરણ જનમની બીકરે.
ગુરૂ મોહન થકી પામ્યાં ગમરે,
મારો ચીનબ્યો તત્પ આતમરે;
મારી ભ્રમણ તેણે ભાંગીરે,
લેહ શ્રીજી ચરણમાં લાગીરે.
ત્રીદેહ ત્રીઅવસ્થા પરરે,
કહીરે આતમા તેને અમરરે;
ત્રીગુણ અષ્ટ આવર્ણ જે કેહીએરે,
તેથી પરબ્રહ્મ સ્વરૂપ તો લહીયેરે.
ચોવીસ તત્ત્વ બાવન થકી બારરે,
નીજ સ્વરૂપ અક્ષર અધીકારરે;
અક્ષરપતી સેહેજાનંદ સ્વામીરે,
ભજવા તેને પુરણ સુખ પામીરે.

રવજી સઘળો મરમ સમજાવ્યોરે,
લલ્લુ મોહન ચરણુમાં આવ્યોરે;
ગુરૂ વગર જે નગરો ફરે છેરે,
ખળ થઇચે તે નીંદા કરેછેરે.
તેનો ક્યાંઇ તે ન મળે ઉધારરે,
નથી થાતો તેનો નીસતારરે;
મારા ગુરૂવે જ્ઞાનદાન કીધુરે,
મારૂ દુખ દારૂણુ હરી લીધુરે.

મારા ગુરૂ અક્ષર અધીકારીરે,
નીત્ય વસ્તા દેહ દીવ્ય ધારીરે;
ગુરૂ સંતની નીંદા નર કરતારે,
નીચ યોનીયે તે અવતરતારે.
મહીમા જાંણે નારદ સુક જેવારે,
જનક દતાત્રી પુરૂષ એવારે;
માતતાતથી ગુરૂ છે અધીકરે,
ટાળે જનમ મરણુની બીકરે.

એવા ગુરૂ મોહન હું પામ્યોરે,
લલુ આતમા તારે વીરામોરે;
ગુરૂ મારા તમે માહી બાપરે,
મારા ત્રીવીધના હરયા તાપરે.

ગુરૂ જ્ઞાનપ્યાલો મેતો પીધોરે,
તનમન ધન અરપીને દીધોરે;
ગુરૂ રાખો તેમ અમો રહીએરે,
અમે સહાય તમારા છેએ.

ધનધામ ધરાને વાસરે,
વાલા નીદીત કર્યો છે નાસરે;
સાસુ સરણુ તમારે સુખરે,
ગુરૂ જોબે ન કરતા વીમુખરે.

ગતી ગહન તમારી માહારાજરે,
રાખો સીસ ગણીને લાજરે;
કહે લવુ દયા ગુરૂ કરજોરે,
મોહ મોહન રવજીનો હરજોરે.

ગુરૂદેવ દયા તમે કીધીરે,
સીસ જાંણી કરી સુધી લીધીરે;
અમને અક્ષરધામ પમાડયારે,
જ્ઞાનરંગમાં ખુબ રમાડયારે.

જાંણી પોતાનો રાખજો ધ્યાનરે,
નથી જગમા કો આપ સુમાનરે;
ગુરૂ પરમારથને પવિત્રરે,
જીભ એકથી કહુછું ચરીત્રરે,
મારી અંત સમે ખબર લેજોરે,
મને દાન દયાતણું દેજોરે;
ગુરૂ જોઈ તમારૂ રૂપરે,
ઠગી જાય ત્રીભુવન ભુપરે.
કોટી સુરજ રોમસ્યા છે,
ઇંદ્ર ચાદે સૌ સીસ થયા છે;
રીધીસીધી ગાંધ્રવ જેહરે,
માની આજ્ઞાને વરતે છે તેહરે.
મોટા મુનીવર નામે છે સીસરે,
સુકસનકાદીને મુણીસરે;
અદભુત રૂપ તમારૂં ભાળીરે,
નીત્ય નાથ રહયો છું નીચાળીરે.

સાક્ષાતકાર ગુરૂ સુખરૂપરે,
તમે અખીલ ભુવનના ભુપરે;
એવા નીરખી પામ્યો સુખરે,
મારિ દેહનું ટાળ્યું છે દુખરે.

એવા મોહન ગુરૂમતી ધીરરે,
દીવ્યરૂપ તો સોભે શરીરરે;
મન ઇચ્છાયે મમ ગુરૂ ફરતારે,
નીજ ભગતોના કારજ કરતારે.
ધન મોહન ગુરૂમાહારાજરે,
ગુરૂ મહીમા જાંણ્યો મે આજરે;
ગુરૂ સાંસા છે હીતના કરતારે,
બીજા સ્વાર્થ કાજ વીસરતારે.
ગુરૂમહારાજ દીન દયાલરે,
જાંણી પોતાનો કરો પ્રતીપાળરે;
રવજી કહે અભય થયો આજરે,
રવજી મળીયા મોહન માહારાજરે.

## ચોપાયા છંદ. અખાભગતી ચાલ.

મોઠા આગળ મરવું જાંણુ, હરખ શોક કે લાભો હાણુ;
નથી ખબર તે તુજને જાંણુ, તરકટ માંડી ઘરમાં તાંણુ.
રહ્યુ નથી તારે ઘનશ્યામ, કરવા લાગ્યો અવળાં કામ;
ટકતો જીવનથી દ્રઢ ઉર, માંઠયો વેપાર નીંદા ભરપુર.
ફાફાં મારી ફરતો ફરે, વેદ પુરાણને આઘાં ધરે;
છે સમજ તો સારી સીખ, ખોજ પ્રેલાદ ધરૂવ અમરીખ.
ટેક રાખી સંત સાસા જોય, ખોળ ખોળ જનરલા હોય;
ટીબા થયા કનકના મેહેલ, ભજ્યા ન શ્રીજી વાલો છેલ.
ગરીબનવાજ શ્રીજી માહારાજ, તમને ભજતાં આવે લાજ;
છે સંત સાસા ઓળખ ભાઈ, પારખ મોહન જેવા આઇ.
ખંતે ભજ મોહન મતીધીર, ડર અળસાવે તારો વીર;
છે પુરૂષ તે સંત પ્રમાણુ, ઓળખ રવજીએ એધાંણુ.

## પંદર તથે રાગ અહીતે અરીહંત અમ.

પડવે પધારોને નાથ દુરગપુર વાલારે,
સોવાટ જુવે નરનાર ધરમજીના લાલારે. ૧
બીજે નથી બળ કાંઇ સ્વામી શું કરીએરે,
સાંખ જોગીયો સરવે આજ વીયોગે મરીયેરે. ૨
ત્રીજે ગયું છે તાંન અમારૂ ટુટીરે,
વીણુ દરસન જાંણજો નાથ આવરદા ખુટીરે. ૩
ચોથે સલુણા નાથ વેગે આવોરે,
હરીકૃષ્ણ જોડીએ હાથ દયા દીલ લાવોરે. ૪
પાંચમે પુરો આશ આવી અમારીરે,
શ્રીજી કરે ઘણો કકળાટ દાશી તમારીરે. ૫
છઠે છોગાળા સાંમ રાજ રોકાણારે,
કેમ દયા ના આવી દીલમાંય જીવન જાંણ્યારે. ૬
સાતમે સરવે સાંખ જોગીયો કેહેશેરે,
તમ દરસન કરવા માટ વાટ જુવેછેરે. ૭
આઠમે આવો અલબેલ સેહેજાનંદ સ્વામીરે,
કેમ વાસ ગમ્યો વડતાલ અક્ષરપુર ધામીરે. ૮
નોમે ન મળે નીરાંત દરસન વીના દુખીયારે.
વેલા આવીને ભગતીના નંદ કરોને સુખીયારે. ૯
દશમે દુખીયાં સો ગઢપુર વાસીરે,
તમ દરસણ વીણુ સોને મન થઇ છે ઉદાસીરે. ૧૦
એકાદશીના વૃત વાલા અમે કરીએરે,
રાખી શરણુ તમારે ચીત ધરમાં ફરીરેરે. ૧૧
દુવાદસી માહારાજ મોહન મળજોરે,
કર્યા પુન અમે જે આજ તેતો ફળજોરે. ૧૨
તરસે સંત સમાજ શાથે આવોરે,

ફરુ ગઢપુરવાસી જન તેને બોલાવેરે. ૧૩
ઘોડચે માણકી સ્વાર થઇને આવ્યારે,
મોતી ભરીપલ કંચન થાળ સરવે વધાવ્યારે. ૧૪
પુનમે પ્રગટ પુરૂશોતમ દરસન દીધારે,
કહે સ્વજી સૌના આજ કારજ સીધારે, ૧૫
પંદર તથી જે પ્રેમ ધારિને ગાશેરે.
મળે મોહન શ્રીજી માહારાજ અક્ષર વાસેરે. ૧૬

---

## દોહા.

વીશ્વાસઘાતી બહુ વધ્યા જગમાં વાધ્યું જોર,
સાસાને જાણે નહી ગાજર સાટે બોર;
સ્વાર્થ સારૂ સૌ થયા બાવા બોળ્યું કુળ,
ઉપર ડાળે આથડે મુકી દઇને મુળ.
ત્રસ્ના આશા તન વીશે ઓટાળુ દે જ્ઞાન,
સાર કસ્યો સમજે નહી ક્યાં રહે છે ભગવાન;
સાંખ્ય યોગ એ શબ્દ શું કેમ સમાધી થાય,
જોઈ એકાન્ત પુરૂષને નીંદા કરવા ધ્યાય.
ભગવાં પેર્યાં ઘર તજ્યું બાવે બોળ જાત,
શ્રીજીને ભજવાતણી ન મળે મનની રાત;
નીરખી સાસા સંતને દ્રોહ કરે દીન રાત,
ધર્મસુત નહીં ધ્યાનમાં જુઓ બગાડી જાત.
તે તું આતમો અહમ નહી તરકટ કરતો શું;
મોહનને નહી ઓળખ્યાં કરિ કમાણી શું;
મેલ નીંદા મેલ દ્રોહ મેલ મનનો મેલ,
સરણુ જા સહેજાનંદને જાંણી ખોટો ખેલ.
શ્વજી રહે છે ઓરતો કરો કમાણી કામ,
અક્ષરપતીને ઓળખીને જપ શ્રીજીનું નામ;

---

# ( વાતો. )

## સઉ સતંસગી ભાઇઓને જરૂર લક્ષમાં લેવાની વાત.

આ હું કંઇ મારા સ્વાર્થને માટે વાત કરતો નથી, પરંતુ કેવળ નીસપ્રાહી ને નીસકપટપણે ફરજને અદા કરૂંછું.

સતસંગી ભાઇઓ આપણે સૌ કાલા થઇને કાખલીમાં હાથ નાંખીયે છીએ. આપણે નથી સમજતા કે જે પુર્વે મોટા પુરષો કેમ ભક્તી કરતા ને કેવી રીતે વરતતા ને તે ભગતોને સંસાર તરફથી કેવાં કેવાં આવરણો આવતા હતા, વીગેરે ઘણાં ઘણાં દુઃખો ઉપાડવા પડતાં હતાં. ત્રો પણ તેણે કેવી રીતે ભક્તી કરીને અક્ષરધામ મેળવ્યું એ બધુ આપણે જાંણીએ છીએ. છતાં કંઇ ધ્યાનમાં લેવાતું નથી. ધારો કે આપણે ત્યાગી થયા સંસાર યાહે સરવે સુખભોગનો નીશેધ કીધો એટલે કે સ્ત્રી માયા મેડી બંગલા મહેલ પૃથ્વી હાથી ઘોડા રથ પાલખી ને હજારો સેવકોની સેવા ને વસ્ત્રાઅલંકાર ને જમવાનાં સુખોને તમામનો ત્યાગ કરી ત્યાગી થઇ, ભગવો વેસ ધારણ કર્યો ને ધર્મ આચરણોનો અંગીકાર કીધો એ સઘળું કીધું છતાં હવે જમકી દ્વાર જોવાની ઇચ્છા આપણે શા માટે કરવી જોઇએ. હવે તો શમદ્રષ્ટી રાખવી ને સાસા સંતની ઓળખાણ કરવી. ને સરવે વીકારોથી દુર રહેવું ને હું મારૂં મોટુ સુખ હતું તેને ત્યાગી સાધુ થયો તેનું સમરણ રાખી માહારાજના ચરણનીજ ઇચ્છા કરવી, એજ જરૂરનું કારણ છે, આવા જમાનામાં એટલે કે મહા કળીયુગમાં શું આપણા પ્રાણદાતા પ્રગટ પુરૂશોતમ શ્રીસહજાનંદસ્વામી શું કઇ ભુખા ધ્યાન લઇ બેઠા છે નાના તેતો પ્રગટજ છે ફક્ત સહેજાનંદસ્વામી એવો શબ્દ જાંણેઅજાણથી એકવાર બોલાઇ ગયો હોય તો પણ તેને ચોરાશીથી મુક્ત કરે છે ને બચાવી લેશે તો પછી રાતને દીવસ તેમનું ભજન કરતાં કેમ અક્ષરધામ નહી આપે આપેજ પરંતુ આપણી મુરખાઇથીજ મહારાજને પણ ઘણું ખોટું લાગે તેમ

અભીમાન લાવીને આજ્ઞાનો ભંગ કરી અવળે મારગે ચાલીએ છીએ, પુર્વના સંસ્કારને દેહના દોષે કરી આ બધુ બની આવે છે.

આવા કુસમ વખતમાં તો મહારાજ તતકાળે ઓધાર કરે છે ને તરતજ દર્શન આપે છે ફક્ત અજ્ઞાનનો પડદો ઉંચો કરો કે તેજ વખત મહારાજના દર્શન કરી શકશો પણ જ્યાં સુધી આત્માતત્વા ભેદ જાણ્યો નથી ત્યાં સુધી સરવે સાધના કઠણ થઈ પડે છે ને મીથ્યા ફાફાં મારવાના છે.

હાલ આં કળીકાળમાં ભક્ત મોહનલાલે ભક્તી કરીને મહારાજને વસ કર્યા તે આપણે સૌ જાણીએ છીએ તો પણ તેમાં કેટલાક ઓળખી શકશે ને કેટલાક પોતાના દેહના દોષે કરી ઓળખશે નહિ.

## વહી દુહો.

ભગત સીરે નહી શીંગડાં દ્રોહીને દસ શીસ,
લક્ષણુથી ઓળખાય છે ઉત્તમ મધ્યમ કેં નીચ.

જે ભગત થાય છે તેને માથે કંઈ સીંગડાંની નીસાની હોતી નથી તેમજ દ્રોહીને જે પાપી થાય છે તેને માથે કંઈ બીજા દસ માંથા દેખાતાં નથી તેતો લક્ષણુથીજ જણાઇ આવે છે તેમજ ઉત્તમ મધ્યમ કનીષ્ટની પરીક્ષા થાય છે.

મેરૂપર્વતપર દ્રોહ કરી આપણે અહીંથી તેનાપર પથરો ફેંકીશું તો તેથી તે ગીરીને કંઈ થવાનું નથી. તેમજ વળી દરીયાંમાં આપણે મુઠી ભરી માટી નાખાશું તો પણ તે કંઇ પુરાવાનો નથી. આ પ્રથ્વીની ઉપર આપણે દ્રોહ કરી પગની પાટુનો પ્રહાર કરીશું તો પણ પ્રથ્વીને કંઇ થવાનું નથી, આકાસમાં સુર્યચંદ્ર તારાઓ ઉપર દ્રોહ કરી તેના સામા આપડે મોહોડેથી થુકીશું તો પણ તેનાથી એને કંઇ થવાનું નથી. તેમજ એવા જે મોટા સંત છે તેને આપણે ગમેતેવી રીતે દ્રોહ કરીશું ને સતાવીશું તો પણ તે ભગતને કંઇ થવાનું નથી. કેસરીસીંહના વાંસ સ્થળમાં આપણે દ્રોહ કરી દરરોજ તેની ગેરહાજરીમાં કાંટાઓ વેરી નાંખીશું

તો પણ કોઇ દીવસે આપણા દેહનો પાત થવાનો સંભવ છે. તેમજ મોટાના દ્રોહમાં એવુંજ ફળ પ્રાપ્ત થાય છે. માટે આપણે આપણા જીવની સારૂ થવા ઇચ્છતા હોઇએ તો પછી એવા અનીત કામ કરવાની જરૂર શું છે તે તમે તમારી મેળે વીચારી જુઓ. વળી જુઓ આપણા માહીન પ્રભુ પ્રગટ પુરૂષોતમ શ્રીસહજાનંદ સ્વામીએ આપણા માંન્યનીય વચનામૃતમાં પ્રથમના આરંભમાંજ કહ્યું છે કોઈ પ્રાણીને દરશન દેવા અક્ષરધામમાં લઈ જવા અગર પરસાદીઓ આપવાને વળી જે કંઇ કાર્ય કરવું તે તમામ હું મારા એકાન્તીક ભક્તદ્વારાએ કરીશ. તેમ છતાં આપણે સૌ ભાઇઓને વચનો દ્રષ્ટીગોચર નહી હોતાં પોતાના ઘરનું વચનામૃત નવું કરી એવા શ્રીજીના પ્યારા ભક્તોપર ઇરષા કરી ગમેતેમ બોલવાને માટે પોતાની જીભડીને વારી શકતા નથી. એક જીભ વશ નથી થતી તો પછી બીજી ઇંદ્રીયો કેમ કરી વશ રાખી શકતા હશો. આવો મનુષ્યાદેહ મળ્યો ત્યાર પછી તમે સતસંગી કે ત્યાગી થયા. ત્યાર પછી શ્રીજીમહારાજના ગુણ ગાવા શીખ્યા ને ભગતી કરવા લાગ્યા, મોટા સત્વગુણી પાસે જઈ વાતો સાંભળો છો ને વચનામૃત વાંચો છો છતાં તમે કોઈ સંત પ્રતાપી નજરે ભાળતાંજ ઇરષાદેવીને આધીન થાઓ છો. જેથી તમારા સુખરૂપી ઉગેલા છોડનો જડમુળથી નાસ કર્યા જેવું કરો છો વળી કે મોટા ગજેન્દ્રને સણગારી રાજા લોકો સ્વારી કંઇ બહાર નીકળે છે ત્યારે ગામના છોકરાંઓ કેટલાક તે હાથીને અનેક શબ્દો કહેવા મંડી જાય છે ને કોઈ કોઇ તો માટી કે કાંકરાના ઘા કરે છે, પરંતુ તે હાથી પોતાના મનમાં કંઇપણ લેખતો નથી કે જાણતો નથી કે સમજતો નથી, તેતો પોતાના એક ધ્યાનમાં ચાલ્યો જાય છે પેલાં જે છોકરાઓ ચેષ્ટા કરે છે તેના વીશે સાંમુ પણ જોતો નથી. તેમ જે સંત છે તેને આપણે ગમેતેવી રીતે કહીશું તેને માથે ખોટા આરોપ મુકાશું કે વ્યર્થ ગળાં વગાડીશું તેમાંનું તે સંતને કંઇ ફીકર નહી તેતો સમદ્રષ્ટીથી પોતાના પ્રેમમાં ભક્તીમાં

લીન થઈ કામ સારે છે. મારા પ્રતાપી ઉજવળ ભગત કીરતીવંત અક્ષરમુરતી મોહનભાઈ છે તેને અમો ગુરૂ માની તનમન ને ધનથી જે સેવા કરીએ છીએ તે કેમ કંઈ અમારી મુર્ખાઈ છે નાના નથીજ અમે બરબર સમજ્યા હઈસું અમે અમારી નજરે પ્રતાપ જોઓ હશે વળી અમે અમારી ભગતી પ્રમાણે ઉંડા ઉતરયા હઈશું ને પછી કે અમારૂ શ્રેય કરશેજ એમ નીશ્ચય કીધો હશે. વળી સારનો સાર સમજ્યા હઈસું વીગેરે વીગેરે ખરેખરા વીચારથી કસોટી લઈ જોયા પછીજ આશ્રય થયા છીએ.

ચીત્રકેતુ નામના રાજાએ એક કરોડ સ્ત્રીનો ત્યાગ કરી સાથે ઘણી પ્રથ્વી યાદે સુખોનો ત્યાગ કીધો ને વનને વીશે તપશ્યા કરતો હતો, ઘણા કાળ સુધી તપશ્યા કરીને તે તપશ્યા પુરી થએ કઈલાસપુરી વીશે શંકરનાં દર્શનાર્થે જાતો હતો તો તે શંકરની સેનમુખ ઉભો રહી વીચાર કરતો હતો.

હવે તે વખતે શંકરના ખોળામાં પારવતી બીરાજેલાં હશે જેથી આ રાજાને ખોટું લાગ્યું કે હું એક કરોડ સ્ત્રીને ત્યાગ કરી અહીં શંકરના દર્શન કરવા આવ્યો પણ આ સદાશીવ તો સ્ત્રીને લઈ ખોળામાં બેઠા છે એ મોટો આશ્ચર્ય એમ દોશ પરકર્યો ત્યારે પારવતીજીએ કહ્યું જે હું જે જગતજનુની કહાવુછું તેના વીશે તે દોષ માંન્યો માટે તું વત્રાસુર દઈત થા ફક્ત તે શંકરરાજ ચેતરતોટીની ધીર્યતા જોવા માટેજ પારવતીને ખોળામાં લઈને બેઠા હતા. પણ બ્રહ્મજ્ઞાનમાં કસર હતી જેથી દોષ પડ્યા.

---

કુંતાજીને કર્ણરાજા નામનો પુત્રથી કુંવારે થઓ તો પણ સતી કહેવાણી શ્રીકૃષ્ન ભગવાનને તેના ભગતનું આસરો હતો તો તો સતી કહેવાણી ને ગંધારીને સાત આંખે પાટા બાંધતી ને પોતાના પુત્રનું પણ મુખ જોયું નથી. તો પણ ધરમે કરીને આ લોકમાં સતી કેવાણી પણ તેને શ્રીકૃષ્ણભગવાનને તેના પાંચ પાંડવ ભક્તોનો દ્રોહ કરતી તેનાથી તેનું ધર્મ રાખવાનું પુન્ય બળી ગયું

ને શાસ્ત્રમાં કુતરી લખાણી માટે કેવળ ધર્મે કરીને મોક્ષ નથી પ્રગટ ભગવાને તેના ભગત તેના આશ્રયને સમાગમે કરીને કલ્યાણ થાય છે.

સીસુપાળ રાજા પાંચ પાંડવને વર્ણશંકર કહેતો હતો ને શ્રીકૃષ્ણને અધરમી કહેતો પાંચ પાંડવે શ્રીકૃષ્ણની પુજા કરી તેથી સુતે ભગવાન થયો એમ સીસુપાળ જેવા જે આસુરી તેણે કહ્યું તેથી શું ભગવાનને સંત કલ્યાણકારી મટી ગયા. તેતો કલ્યાણકારીજ છે માટે શીસુપારે અવગુણ લીધો તો શાસ્ત્રમાં દુષ્ટ લખાણો મહારાજે પ્રથમના ૩૧ ના વચનામૃતમાં લખ્યું છે તે વાંચીને તમે જાણજો પરંતુ આપણા સૌ સતસંગી ભાવોને દ્રોહને મારગે ચાલવું નહી દ્રોહનો કરનારો છે તેતો પંચ માહા પાપનો કરનારો તેથી પણ વધારે પાપી છે અને જે અવગુણ લેનારો છે તે પુરૂષ રાક્ષસ થઈ જાય છે ને સ્ત્રી રાક્ષસણી થઈ જાય છે.



લાલાપારો કરીને શ્રીજી મહારાજની હજુરમાં હતો તેને મહારાજે કોઈ વખત પરસન થયા ત્યારે ઢોલ આપ્યો હતો પછી મહારાજનો અંતરધ્યાન થઈ ગયા હતા ત્યારે ગોપાળાનંદ સ્વામી કરીને વરધ સાધુ હતા તેને સુર્ય ઉગ્યા પહેલાં નાહાવા જાવું તો તે ગોપાળસ્વામી દેહે વરધ સાધુ હતા. તે કથા થઈ રહ્યા પછી નાવા જતા હતા ને તેમના સૌ શીષ્યોને જ્ઞાનરૂપી જળથી નવરાવી સાથે લઈને નાવા જતા હતા. ત્યારે લાલાપારો ત્યાં થઈને જતો હશે તેણે કહ્યું જે આ ગોપાળસ્વામી મહારાજની આજ્ઞા પાળતા નથી ને મોડા નાવા જાય છે ત્યારે મોટાને એકાન્તીક કેમ કહેવાય તેવી રીતે ગોપાળાનંદ સ્વામીનો દ્રોહ કરતો ત્યારે ગોપાળાનંદ સ્વામીએ કહ્યું જે ભાઈ તું મોટાનો દ્રોહ કરીશ નહી કારણ દ્રોહે કરનારનો નાસ થાય છે ત્યારે લાલાપારો બોલ્યો જે હુંતો મહારાજની આજ્ઞા પ્રમાણેજ કહું છું તે મને મહારાજે ઢોલ

આપ્યો છે ત્યારે ગોપાળાનંદ સ્વામી બોલ્યા જે ભગવાનનો બાંધ્યો સંત છોડી મેલે ને સંતનો બાંધેલ તે મહારાજથી છુટે નહી ત્યારે લાલાપારો બોલ્યો જે તમે બહુ મોટા થઈ ગયા. મનેતો મહારાજે કોલ આપ્યો છે ત્યારે ગોપાળાનંદ સ્વામી બોલ્યા જે જાજા દુષ્ટ તારે ભુતનો દેહ પ્રાપ્ત થશે પછી મહારાજ પોતાના કોલ પ્રમાણે તેડવા આવ્યા પછી આકાશમાં લઇ જઇને પ્રથ્વી ઉપર ફેંકયો ને કહ્યું જે તું પ્રથ્વી ઉપર ભુત થા કારણ મારા એકાન્તીક ભગતનો દ્રોહ કર્યો માટે ભુતથી માટે મોટાનો દ્રોહ કરવાથી મહારાજ રાજી થએલા તે પણ કરાજી થાય છે. આ વાત નીરગુણાનંદ સ્વામીની વાતની વાત લખી છે. વળી પક્ષપાતે કરીને દ્રોહ થાય છે. એવું તો પંચ વીષે કરીને પણ ભુડું થતુ નથી. પક્ષપાતે કરીને ગોપાળસ્વામીની જોળીમાં દેવતા મુકયો ને પથરા પણ ઉપર નાખ્યા એવા એવા ગુણાનીત સ્વામીને માથે ઘણા ઘણા સંસ્કાર થયા અવળા પક્ષ કરીને ભુતની યોનીને પાંમ્યા. ને કેટલાક હશે તે પામશે આ લોકમાં નીચમાં નીચ ભંગીયો કહેવાય. તેનાથી નીચ વીષ્ટા તે વીષ્ટાવાળી ને અવગુણનો લેનારો પોતાના હયામાં ભરે છે, ને ભંગીયો તો ટોપલામાં ભરે છે માટે તેથી તે પણ ભુંડા છે.

---

## કીરતન. રાગ ઘેલી ભલે કહો.

ઘેલી ભલે કહેરે બાઇ હું ઘેલી થઈ સુખ સઉછું;
સહેજાનંદનું ભજન કરીને સદા મગનમાં રહું છું; ઘેલી. ૧

નીદીતનો હું કરી નીરાદર દરસન દોડી જઉછું,
મુજ અબળાની ખબર રાખજો જઈ વાલાને કઉછું; ઘેલી. ૨

ઘેલી થઈ હું ઘરમાં બેસી ખુરમો પ્રીતે ખઉછું,
છપ્પન ભોગના સ્વાદ પ્રમાણે મનમાં માંની લઉછું. ઘેલી. ૩

પ્રગટ પુરૂશોતમ સ્વરૂપ છબીને નીરખી તરપત થઉછું,

અડસઠતીરથ આંગણુ મારે નીત ગંગામાં નહીંતું; ઘેલી. ૪
તનમન ધન શ્રીજીને સરણે ગુણુ મોહનના ગહીતું,
મણી કેશો ઘણું ખુશીહું સાચેસાચુ કહું છું. ઘેલી. ૫

---

## રાગ આઠવારનો ગરબી.

ગઢપુર અક્ષર ધામમાં શ્રીજી રમે છે રંગ,
અનેક ગોવાળીયા આવીયા સાધુ મુનીનો સંગ;
વૃંદ વીલોકવ સૌ મળ્યાં નરનારીને બાળ,
ખેલે સહેજાનંદ ખંતથી ગૌબ્રાહ્મણુ પ્રતીપાળ,
કેસર પતંગની કુડીયો ઉડે છે અબીલ ગુલાલ.
પુષ્પ ડોલરને ગુલાબની કંઠ ધરી છે માળ,
પીતપીતાંબર પહેરીઆં જરકસી જામો અગ,
કાંને કુંડળ સોહામણુા પાઘ બાંધી નવરંગ.
ફુલદડા લઈ હાથમાં શ્રીજી કરે છે ઘાય,
શોભા બની ત્યાં સ્વર્ગની આનંદમંગળ થાય;
ગુણાતીત સ્વામી ગાગરો ભરી ભરી આપે રંગ,

---

## રાગ જોને જીવજી.

અક્ષરધામ થકી દ્વીજકુળે આવ્યારે અવની ઓધારવા,
નર દેહ ધરી ધામ રચ્યા ધરણીપર જીવોને તારવા;
તાત ધર્મ માત ભક્તી કહીએ તેના ભાગ્યતણી શી ઉપમાં દઈએ,
રહૃય રાખી છબી શરણે રહીએરે અક્ષર ધામ થકી.
ત્યાગી માતતાત વનવાશી થયા જન પરીજન તો સૌ રોઈ રહ્યાં,
વાલો ચરણુ ગીરી ઓળંગીયારે અક્ષર ધામરે;
વાલો ખાનપાન હવે ક્યાં જમશે ચીત્ર તાપ વૃક્ષ કેમ કરી ખમશે,
ભયકારી જંગલમાં કેમ ભમશેરે અક્ષર.
વાલે યોગ સમાધી સહુને દ્દુર કીધી,

વ્યાધી ઉપાધીને એણે અળગીરે કીધી ઉપાધીને, અક્ષર.
વાલો પુરણ પ્રતાપ જણાવે છે વળી પૂર્વથી પશ્ચીમ આવે છે.
વસી વડતાલ ધામ રચાવેછેરે. અક્ષરધામ.
પુર્વ રઘુવીરને આજ્ઞા કીધી વળી વડતાલની ગાદી દીધી,
સાથે રીદ્ધીસીદ્ધી નવનીધીરે, અક્ષકધામ.
ત્યાં આનંદમંગળ બહુ થાય સૌજન દરસનહીત જાય,
ગુરૂ મોહન ચરણું રવજી ગાયરે. અક્ષરધામ.

---

અમદાવાદ નગર સહેજાનંદ આવ્યારે વધાયું વાગે છે,
નરનારી મળી પુષ્પ વધાવે પ્રેમ અતી અનુરાગે છે;
વાલે આવી કરૂણા બહુ કીધી શહેરમાહી ઉભા રાણી રીધીસીધી,
સંત સેવકતણી સંભાળ લીધીરે, અમદાવાદ. ૧
વાલે ધામ રચાવ્યું બહુ સારૂ નેણે નીરખી મન મોહે મારૂ,
ભાગ્યા જમકા ભાળી લેંકારૂરે, અમદાવાદ. ૨
સુત રામપ્રતાપ મોટા જે છેરે તેને અમદાવાદ દેછેરે,
ખમાખમા સતસંગી કેછેરે, અમદાવાદ. ૩
મોહન મરકે તનમુખથી બોલે સુર્ય સહસ છબી નાવે તોલે,
ધામ અક્ષરના દ્વારે ખોલેરે, અમદાવાદ. ૪
ગુરૂ મોહન પ્રતાપે રવજી કહેછે શ્રીજી નામ જપી સરણે રેછે,
નીત્ય લાવ લોચનીએથી બેસેરે. અક્ષર. ૪

---

ધનધન અજોધ્યાપ્રસાદ ધરનીકે ઉપરરે ધરમ ચલાયો,
ગાદી અમર તપ્રો શ્રીજી તો સ્વહસ્તે ગાદીકો બીઠાયો;
મેં અજોધ્યાપ્રસાદકો દેખત હે ધન મોરો જનમ કરી લેખત હે,
અન્ય ધર્મ મીથ્યા અબ રેખત હે ધન રામપ્રતાપ.
ધામ અક્ષર એહી નગરકી જે કરી દરસન નીત પરસન રીજે,
નાડી દાસ કરાળ કોથી બીજે, ધન.

શ્રીજી ફીરતો દુર્ગપુરી આયે નરનારી સબ દરસન પાયે,
મીલે મોહન દાદા ઘર જાએ ધન જયજય શ્રીજી અઘહારી;
વાલે લીલા વીશ્વમાં વીસતારી ગુરૂ મોહન પ્રતાપે રવજી વારી ધન.

---

## રાગ કેસે ગજકો બંધ.

નમુ ધનધન અક્ષરપુરવાશી સ્વામી સેવા કરૂ દીલ સાચી નમુ.
કોઈ નરજાત પરસવા પ્રગકો કોઇ નર જાત હે પ્રાશી,
કોઇ નરજાત બીનરાબીન કુંજમે કોઈ નરજાત હે કાશી નમુ ધન.
જોગી જંગલ ચાહે ફીરે સો ભેખ ધરીને સનાશી,
સંસારકે મહી ચીત લગાવત કેસી કરાવત હાશી, નમુ ધન.
મીથ્યા ત્યાગી મન મારૂ મોહાલુ શ્રીજી સરણુ સેવા સાસી,
મોહન સરણે હું મેલી પ્રપંચ તોડતે કાલની ફાંસી, નમુ ધન.
અડસઠ તીરથ શ્રીજી ચરણુમાં પાપ તો જાય છે વાશી,
મોહન પ્રતાપે ભણે કવી રવજી ફોગટ કાળની ફાંશી. નમુ ધન.

---

## દોહા.

દેવ નીયંતા કીજીએ વાસવકો વીખ્યાત,
ઉનકે નીરમત ભેંસપતી શોખર ગુન સમજાત.
ચાર નીરગુણુ ઉનકો કતા ઉનકો પુરૂષ પ્રધાન,
ઉનની મત પ્રકતી પુરૂષ ઉનકો અક્ષર જાંન.
ધામ રૂપ અક્ષર કહો ઉનકો નીરમીત એહી,
ઉનકો સહજાનંદ પ્રગટ પુરૂશોતમ સબકેહી.

---

## હરી ગીત.

જીવ ઇશ્વર માયા બ્રહ્મ પરીબ્રહ્મ તેના કારણ કહો,
અક્ષર તેના સ્વામી શ્રીજી પ્રગટ સકલ ભાઇ ચીતમાં લહો;

---

## રાગ કેરબારો.

મોહન મીઠા કયારે મળશો મનની વાતો કરવી છે,
દરસન વીન દુખ પાંમુ દાડી મીથ્યા બાથો ભરવી છે. મોહન.
સગપણ સાચુ તમ સાથે છે નથી અવરશું પ્રીત,
તનમન મન મે તમને સોંપ્યુ નમતી હાલ્લ નીત, મોહન. ૧
લોકડીયાંની લાજ તજીને શ્રીજી કીધો સંગ,
પાર ઉતારો પકડી હાથે રાખો રૂડો રંગ, મોહન. ૨
વેરી કીધા દુરજનીયાંને તમસુ લાગી તાળી,
સહેજાનંદ હું છબી તમારી નજરે રહીશું ન્યાળી, મોહન. ૩
મન વચનને કરમ થકી મે સરણે રાખ્યું ચીત,
પાય પખાળી ટાળી દુવજા લઉ ચરણામૃત નીત, મોહન ૪
આંખે અળગી નથી કરી મે છબી તમારી સ્યાંમ,
રચનાથી હું હરતી શ્રીજી ટરતી ઘરનું કામ. મોહન ૫
વાલાને મે શતરૂ કીધા ત્યાગી હું સંસાર;
સરણ તમારે સુખ મે માન્યુ આનંદ અપરમપાર. મોહન ૬
બાંય જાલીને બહુ સુખ દીધુ દાસીપર થઈ મેર.
નીતનીત દર્શન પાંમું નીજી મારે લીલાલેર. મોહન ૭
અક્ષરવાસ અક્ષરનો આપ્યો ધન મારો અવતાર,
સેવાના ફળ સ્વામી દીધા વંદુ વારંવાર, મોહન ૮
મણી કહે સહેજાનંદ સ્વામી દર્શન દીધાં આજ,
કહે રવજી ગુરૂ મોહન પ્રતાપે ભજો શ્રીજી માહારાજ મોહન ૯

---

## રાગ પંડીત ભણ્યો ખરો પણ.

અરે મોહન મંદીરીએ આવજો અરે મને હશી હશીને બોલાવજો,
અરે મોહન.
સાંખ જોગીયો સરવે સેવારે કરે છે ધ્યાન તમારૂ નીત ઉરમાં,
ધરે છે અરે દીનબંધુ દયાતો જરા લાવજો. અરે મોહન ૧
નથી વાલા અમે તમથી અળગાં વાલા ભજીને તમને વળગ્યા,
અરે રસીયાજી તમે રંગને જમાવજો, અરે મોહન ૨
શ્રીજી લાડ અમારા પાળો ચરણુ રાખીને સૌને સંભાળો,
અમારા તનના તાપને મટાવજો, અરે મોહન ૩
ભક્તીનંદન ભાળ અમારી લેજો દાસી જાણી દયાદાન દેજો,
મણી કહે સરણમાં સમાવજો, અરે મોહન. ૪

---

અરે અભાગી આવ નજીક તો શીખામણ હું દઉં સારી,
વણ જાણે તું વળગી પડીયો ક્યાં છે તારા સુત નારી;
માયા મેડી માલ જરૂખા તેતો મેલી જાવું છે,
સુખ સંપતને તજી સાચબી જમની આગળ થાવું છે.
પલંગ ઉપર તો પડીયો રહોને ઉંઘે ગયો તું ઉંધીજી,
ખાનપાન વીસ્યાદીક માણી બહુ ગગડાવી દુંધીજી;
પહેર્યાં તે પટભુક્ષણ ભારી ગજપાલખીયુ ઘોડાજી,
અભીમાન બહુ આવ્યું ઉરમાં કંઠે હાર અછોડાજી.
માની રહયા છો મારૂ પણ નહી તારૂ લઇને બેસે છે,
રવજી શ્રીજીના સમરયા તે બાર ઉતારો દેસેજી;
મોહન સાથે મન માન્યુ નહી ભાંન ગયા છો ભુલીજી,
હુમારૂ હુમારૂ કરતાં દેહ ગયો છે ડુલીજી.
માતતાત સુત નારી તારી વાલ વલાવી વળી ગયાંજી,
પણ સ્વારથીયાં સઘળા જાણો અંતે રહે છે અળગાજી;
જુવાનીનુ જોર બધુ આ આખર ઉડી જાશેજી,
કહે છે રવજી કહ્યું માનને આખર ભુંડી થાશેજી.

જુવાનીમાં નહી જણુશે આગળ ઘડપણુ આવેજી,
થરથર કાયા થાશે તારી જીવન એળે જાએજી;
આંખો ઉઠી લીંટ આવશે કાને થાશો બહેરાજી,
દાંત વગરનાં દુખ પામશો આંખે તો અંધેરાજી.
ને હજારો ખાશો ગાળો કોઈ કહે નહી મારોજી,
હળવા થાશો ખાશુ મેણુા રાખે ઘરની બારોજી;
ખાધુપીધુ ખુબ ઉડાવ્યુ સઘળુ તે સાંભરશેજી,
મો ઢાંકીને મનમાં રોશો કાંઇ ન કારજ સરસેજી.
માળા લઇને સાળા કરવા બાળકને જઈ બેસેજી,
છોકરડાને છાના રાખે દોરડીયુને બેશેજી;
ભુખ લાગે કોઇ ભાળ લીયે નહી દુખમાં આજે ડુલ્યાજી,
કહે રવજીના શ્રીજી સમરયા ભજન વખત તો ભુલ્યાજી.
જાંણ્યુ નહી તે દીલમાં જરીયે મુછ રહોતો મરડીજી,
મુઢ હવે મુકી દે મમતા કાળ રહ્યો છે કરડીજી;
ભક્ષઅભક્ષા હાડી ત્રાડી પાન મદીરા પીતોજી,
મને ઇચ્છાએ મોજ માણુંજો કોનાથી નો બીતોજી.
ભાંખ તમાકુ ગાંજો માંજમ કેફ કરે બહુ રાજીજી,
અફીણુ સાસોરી યાદે સૌને ભાઇ રહો તો લાલજી;
ઘડપણુમાં ગજવામાં ન મળે પાઇ તમારી પાસેજી,
કરયાં ભોગવો હળવા થઇને જીવ હવે તો જાસેજી.
ચોરે ચૌટે બેસી ખેંચી હોકો હડહડ પીતાજી,
ગપ્પા મારી ખુબ ગરજતા નો કોનાથી બીતાજી;
અચાનક કાળ આવીયો પડતો મેલો ચ્યાલોજી,
કહે રવજીના સમરયા મોહન જમનો મારગ ઝાલોજી.

---

જુવાનીમાં જરણુા રહી ત્રહી આયુષ એળે ખોયુજી,
સતસંગ સેવા ભજન કરૂ નહિ જરા ન ઉંચુ જોયુજી;
આવ્યો કાળ અચાનક આજે ડોસો ડસકા ખાતાજી,

અન પાણીની થઇ આખડી પુંભે પાણી પાતાજી;
અનગળી પીડા અંગમાં વ્યાપી શ્વાસઉશ્વાસા સાલેજી,
કર્યા કરમ જે બાળપણામાં સરવે આજે ચાલેજી.

---

## રાગ ગરબીનો.

આવો આષો અંતરજામીરે મોહન મનડ રૂંધ્યું છે.
આવો શ્રીજી શેલા સ્વામી મોહન.

મછકાળા મુખન માડોરે, જર પ્રીત અમશુ જોડારે;
જોઉ છબી તમારી છેલ્લારે, મને પ્રાણથી વાલ્લા પહેલારે,
મોહન. ૧

તમે અક્ષર નાથ કહાવોરે, તમે દયા દાસીપર લાવોરે,
હું વાલા તમને વળગીરે, અલબેલા નહી થઉ અળગીરે,
મોહન. ૨

મે માબાપો મુકી દીધારે, મારા સરવે કારજ સીધારે,
ભણી કહે મોહન પરતાપેરે, મને ઓધારી આપેરે,
મોહન, ૩

---

## રાગ ગરબી.

આવો શ્રીજી થાળ જમાડુરે મોહન મરજી માપોને,
મારા અંતરપડ ઉઘાડુંરે,

હું સેવા કારણ સરજીરે;
હઠ મેલી આવો હરજીરે, મોહન, ૧

જમો જીવન થઉ હું લાજીરે;
નથી લોકડીયાથી બાજીરે, મોહન. ૨

મે તનમન તનમે દીધુંરે.
મે સુખ અક્ષરનું લીધુંરે, મોહન. ૩

હું તનમાં થઇશું ઘેલીરે,
મારી વાર કરોને વેલીરે, મોહન. ૪
હું શાંન ગઈ છુ ભુલીરે,
કહે મણી જણાવું ખુલીરે. મોહન. ૫

---

મને પારગ મોહન મળીયારે,
મારા સંદેહ સરવે ટળીયારે, શ્રીજી સુખના સાગર છે. ૧
મને ઓળખી એવે ટાણેરે,
જન હરીજનીયાં શું જાણેરે; શ્રીજી સુખ. ૨
મને શ્રીજી દરસન દીધુંરે,
રૂપ ઉર ઉતારી લીધુંરે; શ્રીજી સુખ. ૩
વાલે મનની લીધી જાંણીરે,
ઘણી પ્રીત અંતરમાં આંણીરે; શ્રીજી સુખ. ૪
મને પ્રીતે પગરજ ધારીરે,
મણી મોહન ગુરૂ બલીહારીરે; શ્રીજી સુખ. ૫

---

## કીરતન રાગ વાલાનાં નેણાં ઉપરે.

વાલાના નેણાં ઉપરે હમણાં ઘોળી જાઉ,
ઘડીએ ઘોળી જાઉ આ ઘડીએ હાલી જાઉરે;
વાલાની નેણાં ટેક.
હરી વગરનુ હેત નઈ બીજે મોહનથી મોહાઉ,
રાત દીવસ રહી આસરે એને ગુણ તો બેડી ગાઉરે;
વાલાના નેણાં ઉપરે. ૧
સુખ આપ્યું મને શરણે રાખી અક્ષરથી ઓળખાઉ;
સેવા કરૂ મારા સ્વામીની હાથે સીદ હવે સરમાઉરે,
વાલાના નેણાં ઉપરે. ૨

શ્રીજી તમારી છબી ભાળીને રહય ઘણી હરખાઉ,
ભણી કહે રહી મોહન સરણે રવજી સીદ સતાઉરે;
વાલાના નેણાં ઉપરે. ૩

---

## સવૈયા.

પાપ ત્રીતાપકો નાસ કરે નીત આતમકો દ્રગ નીત દીખાવત,
પીરહરે ત્રશના મુળચાદીકો મોહન મુજકો સાંન સીખાવત;
પેખી લીચો પ્રગટે પુરૂશોતમ નચન છે વારીદ ઘુમ દીખાવત,
દુખનકો સબ આ ગયો અંતહી ગ્રંથકે ગ્રંથમે સંત સીખાવત.
નેહ ધરો છબી શ્રીજીનકેમહી થરકનકો નહી કાજ જરાઇ,
માહારાજને કીયે મેહેર અનુપમ નરદેહ ધારીકે લીલા બતાઇ;
ટેક ગ્રહી રહો શ્રીજીકે ચર્ણમાં થીર કરો મન થીરતા લાઇ,
મેં આ ગ્રંથ રચ્યો છે વીવેકથી શ્રીજી મહારાજને સાંન બતાઇ.
દુર્ગપુરી સોઇ ધામ અક્ષરકો જહાં વીસરે ઘનશ્યામ મોરારી,
મહાન પ્રતાપ અલોકીક જીનકો જાનત હે કોઇ સંત સુખારી;
જેઠાલાલ સો બીપ્રહી જાંનત જાંનત મોહન બાત બીચારી,
દેવમુની સુકસારદ નારદ સીધી સમરથી રહે કરજોરી.
દસ દીગપાલ ભુમી રવી ઈંદુ અગની બ્યાર જપે નીતવારી,
શ્રીજીકો રૂપ અનુપ સુહાવત ફેર નહી કછુ રોમ લગારી;
સંત હે,વે સાઇ છીન લીચેગો તો આરતી રવજીદાસ ઉતારી.

## દોહા.

જાનત સો સબ જાનતે મે જાનત કછુ નાઇ;
મીલે મોહન ગુરૂજ્ઞાની હમકો દીયો બતાઈ,
હીનમતી હમ કયા લીખે, પ્રેરીક જો મતી પાઇ;
જીનકો જ્ઞાન અગાધ હે જાનકો જગ માંઈ.
સાંખ ચોગ ઉનકો સરલ સબસંતનકો સંત,
રવજી કહે મોહન મીલો જીનકો ખેલ અનંત;

---

## પરચો.

ભગત રવજી કાઠીયાવાડના રહીસ તે લખે છે કે અમો આ મહાન પ્રભુ સેહેજાનંદ પ્રગટ પુરૂશોતમના ધર્મમાં આ બેએ વરસની લગભગમાં, ઉતર્યા છીએ. જેથી હજી અમારો જીવ હરદમ કલ્પના કરવામાં જંખી રહયો હતો.

ત્યાર બાદ તેની અગાઉ અમોએ ઘણા જોગી જતી અગર અન્ય ધર્મ સ્થળો જોયા પરંતુ મારો ઉધાર કયાં 'ધર્મમાં ઉતાવળથી થશે તે કંઈ નીશ્ચય થયું નહી ને મુંઝાવા લાગ્યો ઘણા સાસ્ત્રો જોયા પોથા ફેરવયા પણ મને નીશ્ચય થયો નહી કર્મ યોગે અમદાવાદના રહીસ એકાન્તીક ભગત મોહનભાઇનો સતસંગ થયો. તરવાના વીસે તુરંગો વધી પડયા ને તે નીચે પ્રમાણે સમરણ થઇ આવ્યું.

### દોહા.

સોનારા તો સો ગયા જાગત સો ફલ દેત,
સોતા સો સોતા રહા જાગત સોફલ લેત.

ઉંઘી ગયેલ જાગ્રતને શું આપે ને જાગ્રત છે તો ત્યાં ઉંઘી ગયેલ શું ફલ મેલવી શકે પરંતુ જાગ્રત :પાસેથીજ જાગ્રત મનમાન્યો લાભ મેળવી શકે છે. માટે,

### દોહો.

મનહર મુરતી અવતરયા અક્ષરવાસી આંઇ,
અવનીને ઓધારવા રાજનગરની માંઈ.

પ્રગટરૂપ પીછાણીએ પરછા પુરે આજ,
અવતારીના અવતારીએ મોહનજી માહારાજ.

આવો સંકલ્પ કરી હું સ્વામીનારાયણને મંદીરે વખતોવખત દર્શન કરવા જતો હતો ત્યાં કોઇ કોઈ વખત ગઢડાના સાધુ આવતા હતા તેની વાતો હું સાંભળવા લાગ્યો. ને તેણે

કહયું કે પ્રગટ પુરૂશોતમ શ્રીસહજાનંદ સ્વામી વગર તમારો ક્યાંઈ ઉધાર થાય તેમ નથી તો તમે આ ધર્મનો ગ્રહણ કરો.

રાત્રીને વખતે હું મારી સુવાની પથારીમાં બેઠા બેઠા શ્રી પ્રગટ પુરૂશોતમ શ્રીસહજાનંદસ્વામીનું તથા અક્ષરમુરતી મોહનભાઈનું ભજન કરતાં કરતાં એક કલાક પછી હું નીદ્રાને વસ થયો. ત્યાર પછી મને સ્વપના તરીકે એક મણીમય સુવર્ણનું ભવ્ય વૈમાન જોવામાં આવ્યું, તેમાં કોણ બેઠું હતું તેજ કે મહારાજ તથા મોહનભગત યાદે બીજા સાધુઓના મને દર્શન થયાં તે વૈમાંન પ્રથ્વીથી અધર હતું. ને તે વૈમાન ઘણું અલોકીક કવીનુને સોભાયમાન લાગતું હતું ને તેજોમય જણાણું, તે વૈમાનમાંથી શ્રીસહજાનંદસ્વાતી તથા અક્ષરમુરતી મોહનભાઈ હેઠા ઉતરીને મને દરસન ન દીધા. ને બોલ્યા જે હેવતસ્ય અમે તને દરસન દેવા આવ્યા છીએ. અને વળી અમે તારી ઉપર પ્રસન થયા છીએ માટે તું નીંદ્રા ત્યાગ કરીને સાવધ થાને આજે અમારા બેઉ એટલે કે શ્રીસહજાનંદસ્વામી તથા ભગત મોહનભાઇની છબીયોનું રૂપ તારા રદયમાં ઉતારી લેને હરદમ અમારી ભક્તી કર વળી સાંભળ કે અમો તારા ઉપર પ્રસન્ન થયાં છીએ. જેથી છછ મહીને ને છછ મહીને તુંને દરસન દેવા સારૂ આવશુ તારે નક્કી જાણવું ને અમારા રૂપનું વર્ણન તેની સાથે અમો જે આ પ્રથ્વી ઉપર ભક્તોને પરસા આપીએ છીએ. તેનું વર્ણન કરી ગદયપદય સાથે રચના રચી ભજન કરવું તે નીસંસ રહેવું.

વળી સાંભળ કે જે તું અમારિ ભગતી ઉપર જ્યારે બેશીસ ત્યારે તો પછી તારા નીરવાહને માટે અમને ચીંતા છે તારે જરા પણ મુંઝાવું નહી. અમે તારૂ પ્રતીપાલન કરીશું આટલું સાંભળી પછી હું સાષ્ટાંગ દંડવૃત પ્રણામ કરી તેમના કોમળ ચરણોમાં આળોટવા લાગ્યો પછી માહારાજ બોલ્યા કે વત્સે તારે વળી બીજો કંઈ વર માગવો હોય તો માગ ત્યારે હું ઉભો

થઇ તે છબીયે અંતરમાં ઉતારિ પ્રેમાઆનંદ પામી ગયો. ને પછી ગદગદ ગીરાથી નીચે પ્રમાણે પ્રાર્થના કરવા લાગ્યો.

## અઘોર છંદ.

નમામી પાદ કુંજનમાં નમામી ભગત રંજનમ,
નમામી કાલ ગંજનમ નમામી હે નીરંજનમ;
નમામી મુખ કોમલય નમામી નાથ નીરમલમ,
નમામી જગ્ત તારનમ નમામી દુખ વિદારનમ.
નમામી અક્ષરારૂપમ નમામી રૂપ અનુપયમ,
નમામી સતરૂ મરદનમ નમામી ચીત સરદનમ;
નમામી કોટી કામમ નમામી શ્રીજી સાયકમ,
નમામી નાથ મોહનમ નમામી જગવી મોહનમ.
નમુ ચરીત્ર શું કરમ નમુ અખીલપતી ભરમ,
નમુ ચરીત્ર શુકરમ નમુ અખીલપતી ભરમ;
નમુહે કાલદંડનમ નમુ અસુર વીખડનમ.
નમુહે ધર્મ સ્થાપનમ નમુહરા હે પાપનમ,
નમુ અક્ષર વીલાસન નમુ હે ત્રાસ તાપનમ;
નમુહે ધર્મ ધારનમ નમુ વીપત વીદારનમ,
અનાથ નાથ પાલનમ ઉભય ભુજાવી સાહન,
નમુ વીવેક સાગરમ નમુ દયાલુ આગરમ,
કૃપાલુ સહાય કીજીયે ઉગારી દાસ લીજીએ;
હરીજી મોહ મોહનમ સદા છબીસું સોહનમ,
વીલોકી રૂપ વંદનમ રવજી રહી આનંદનમ.

## દોહો.

દીન દીન દરસન દીજીએ દયા ધર્મ પ્રતીપાળ,
અંત સમે ઉગારજો મુજને મોહનલાલ.

---

## ગરબી. રાગ એ મીથ્યા સ્વપ્ન મનોહરી.

એ મીથ્યા માન્યો સંસાર દુખ જોઇને,
ભાળી છબીરે મોહન રહ્યો મોઇનેરે; મીથ્યા માન્યો. ૧
અરે હું તો ભ્રમણામાં ગયો ભરમાઇને,
પડયો લોભરે લાલસમાં લેવાઈરે; મીથ્યા માન્યો. ૨
અરે પ્રગટ પરસા મોહન તારા જાણુતા,
અરે સૌવાલપ આણીને વખાણુતારે; મીથ્યા માન્યો. ૩
આવ્યાં ચર્ણમાં ને સહાય હવે કીજીએ,
આપી દર્શન ને અભેદાન દીજીએરે; મીથ્યા માન્યો. ૪
બીરદ પાળો સેવક કર સાઇનેરે,
કહે રવજી આનંદ ગુણ ગાઇનેરે; મીથ્યા માન્યો. ૫

---

## ધનાશ્રી કીરતન ભજ્યો ન સીતારામ એ રાગ.

ભજો ન શ્રીધનશ્યામ અધમ નર ભજો ન શ્રીધનશ્યામ,
માયામે મસતાન બન્યો તો સરો ન એકુ કામ, અધમ નર. ૧
સુતવીત દ્વાગ તુજને પ્યારાં ધરણી ને વળી ધામ.
અંતસમે અળગુ તે રહે છે કશુ ન આવે કામ. અધમ નર. ૨
કપટ પ્રપંચમાં રહયો છો ખેલી ખાસો માલ હરામ,
ધીક જનનીને ભારે મારી બાપ કરયું બદનામ; અધમ નર. ૩
દેહી જવાની શતરૂ તારા માતપીતા સુત વામ,
સ્વાર્થ સુધી સાહે તુજને જો જે તજશે જામ. અધમ નર. ૪
સ્વપ્ના જેવું સુખ જગતનું જપ સહેજાનંદ નામ,
રવજી કહે રાજી થઈ મનમાં સમરે સુંદીર શ્યામ. અધમ નર. ૫

## લાવણી રાગ કુદરતના કરનાર.

અરે ઉનમત જીવ અભાગી જાગ જરા નેના ખોલી,
કાળ કટક આવે છે તુજપર નીસાન નોબત જો બોલી;
હયદળ પયદળ ગજદળ તારા ચોપદાર શું કરવાના,
આજ ઉપાડી તુજને જાસે આખર છે તે મરવાના.
તેરતુ ગાદળ છે તારૂ પણ એક અનુચર નહી આવે,
સ્વાર્થિયા છે સઘળાં તારા ભાઈ ભોજાઈ સૌ ભરમાવે;
ખુટલ ખોટાં ખરા પ્રપંચી પણ તે પાણી નહી આપે,
રજીરળીને દેશો તેને તાપણીએ તારી તાપે.
ઉજડઘડ અંધારૂ થાશે કાયા દેશે સળગાવી,
મસાણુમાં સુવારી અંગપર અણુતોડયાં કાષ્ટો લાવી;
સંસાર સઘળો સાર વગરનો તેને તું બાંધી રેશો,
બારપોર બતરીસ ઘડીમાં ક્યારે તું શ્રીજી કેસો.
સાસા સ્નેહી છે સેહેજાનંદ પરખી પ્રીતી લે ધારી,
રવજી મન મોહન લે સમરી સત્ય શીખામણુ છે મારી.

---

## સદર રાગ.

ઉડગણુના જેવી આકરતી સુરજની આભા ધારો,
સુરજ આદઅનાદી છે ને ખરી પડયાનું છે વારો;
પથરતણુ તો નાવ બનાવી તેમાં તું ધરવા ધારે,
ક્રોડ ઉપાયો ભલે કરીસ પણુ કેમ જવાશે કો પારે.
સતસંગ કર્તા સીંહ સરપનો જોખમ જીવતણું થાશે,
કણુકીડીયો કરે એકઠું તેતો તે તરડાં ખાશે;
નાખ નજર ને દેખ નીચાળી ભજન વીના નર કંઇ ભુલ્યા,
સોબત ત્યાગી સંત ભગતની દુનીયામાં આવી ડુલ્યા.
માટે સમજી મનવા મારા સતગુરૂ સરણે જાવેલો,
રવજી કહે શ્રીજીના સરણુમાં પ્રીતી ધર તું જઈ પેલો;

---

## રાગ એને જીવનજી.

સતસંગ સઉ કરો દુરીજનથી તમે નવ ડરો,
સહજા સર્વોપરીનું ધ્યાન સૌ ધરો;
આ સંસારના સાગર માંહે જાતજાતનાં લોક,
તમો તેઉં કોડી સમજાણો હીરલા વીરલા કોક. સત. ૧
તે મધે મણી મોતી સરીખા ચીંતામણી નવ હોય,
જે ચીંતામણી હાથ લાગે તો મન વાંચીત ફળ હોય;
દાસ નથુ નમો દેહ પામીને ગુણ ગોવીંદના ગાય,
સુખ કરી સહજાનંદ સ્વામી કરજો મારી સાય.

## રાગ સદર..

પ્રગટ પ્રભુને ભજો સઉ ઉપાધી પ્રજો,
સહેજાનંદ સહેજે મળ્યા કેવો થયો મજો;
પુરશોતમ પ્રગટ બીરાજે આ સતસંગ મોજાર,
સતસંગી માણો મન મોહન ગોથા ખાય ગમાર;
સતસંગમાં સતસંગ પાદો જો એકાન્તીક થાય,
એકાન્તીક થયેથી સતસંગી પુરો કેવાય. પ્રગટ. ૧
માટે સતસગી સૌ પુરા સુરા થાઓ તમામ,
દાસ નથુની વીનતી એ છે સુખ કરે ઘનશ્યામ.

## રાગ સદર.

સહજાનંદ હરી મનુષ્યદેહ ધરી,
ભરતખંડમાં ભાવે કરી સુખ કરશે સુખ ધામ હરી.
આ અવસર એળે નવ કાઢો માન જો વાત ખરી,
તે સારૂ તતબર થઈ સમેરા સહજાનંદ હરી, સહ. ૧
માટે એકાન્તીક થઇને ત્રણે દેહ તજી,

સુખકારી સહજાનંદ સ્વામી ભાવે લીયો ભજી;
દાસ નથુ નનીસીખ નીરખી વાણી કેછે વદી,
સહજાનંદ સાગરસમ જાંભા અવતારાદી. સહ. ૨

---

## રાગ કાફી.

ધામ તણા ધામી સહજાનંદ ધામ તણા ધામી,
પ્રગટ પુરૂશોતમ મળે તો માહાસુખ પાંમી. ધામ. ૧
મનમાં મોહન વરમાળે કહુછું કથી કથી,
મરમતણો કોઇ ભરમન જાણે જોગી જતીરતી. ધામ. ૨
અક્ષર થઇને આપે સમરો દુખ નવ રહે રતી,
મોટા મુનીવર મર મન જાણે એ ગોવીંદ ગતી; ધામ. ૩
દાસ નથુ કહે છે ફરી અવસર નહી આવો આવે,
માટે મીથ્યા શું જાંણીને લઇ લેવો લાવો. ધામ. ૪
પ્રથમ પ્રગટ પ્રભુને નમુ લળી લળી લાગુ પાય,
વીસરયા હરીજન મોજાર સપરસ્થ કહે હજારો હજાર; ૫
સુજપર અઢળક ઢળાયા સંત સરણુ મોટા મુની મળ્યા,
મારૂ પ્રગટયું પુન પરવકેરૂ મને કરી નાંખ્યો તરણુનો મેરૂ. ૬
નથુ ભગત કહે છે કરજોડી મજમાં તો છે બુધી થોડી,
પણ આપ પ્રતાપથી ગાઉ સરણુ સપરસ કરી પાવન થાઉ. ૭

---

## બીજો. રાગ સદર.

ભાવે તે ભરતખંડમાં ગુજરાત દેશમાં આજ,
પુરૂશોતમ પધારીયા, હરીજનના મોક્ષને કાજ;
અમદાવાદ સોહામણું તેમાં નવા વાસની માંય,
સંતની સભા કરી શોભતા લીંબના વૃક્ષની છાંય;
મોહન વીસરે મલપતા હરીજનને હરખ ન માય,

અક્ષર પુરૂશોતમ મને સંત સહીત વીસરે ત્યાંય.
તે સ્વામી ગુણાતીતાનંદજી અક્ષર પુરૂશોતમ સાથ,
દયા કરી મુજ ઉપરે મારો હેતે જાલ્યો હાથ.
દાસનથુની વીનતી સ્વામી રાખજો રૂદીયા સાથ.
અંતસમે આવી દયા કરી રાખજો આપની પાસ,

---

## રાગ સહર.

મુળ અક્ષર મોહનવર મળ્યા પ્રીતે જઇએ તેની પાસ,
સેરડીરસ સાકરને મળી કેમ કરી પીજીયે છાછ. મુળ. ૧
ભગત સહીત ભગવાનને ભજીયે તજીયે લોકની લાજ.
પ્રગટ સંતને પ્રગટ પુરૂશોતમ પ્રગટ મળ્યા છે આજ; મુળ ૨
પ્રવતીના કાર્ય સુધીમાં નવ માનયો કાંઇ માલ,
તેથી પર અસરમા સોભે આ પરશોતમ તે હાલ. મુળ. ૩
સંત સહીત પ્રગટ પુરૂશોતમ દરસન દે જો દયાળ,
દાસ નથુને આવી અંતકાલે સુખેથી લેજો સંભાળી. મુળ. ૪

---

## રાગ સખી ગોકુળ ગામના ચોક.

હરીરસ ચાખો જે જે જને તેના પુન્યતણો નહી પાર,
તમ પ્રગટ પુરૂશોતમ ધરૂવને મળ્યા,
તેથી દુખ ગયું ને થયું સુખ;
તમ પ્રગટ પ્રમાણુ જેને મળ્યા, ટોક.
તેણે ભાવ સહીત ભગતી કરીરે, થઇ અવીચળ પદવી અનુપ,
વળી પ્રગટ મળ્યા પ્રેલાદને હરણાકંસે દીધા બહુ દુખ;
પછી થંભ ફાટયો ને હરી નીકળ્યારે,
મળ્યા પ્રગટ તેથી થયું સુખ તે;
દાસ નથુ નીરખે નેણાંધરી મન બાંધ્યુ મોહનજીને સાથ,

જેને સીર સાહે સતસંગ થયો તેને સુખ થયુ સાગર માંન,
ગર્ભ વાસે સુખદેવને સંભારીયારે ત્યારે ગુરૂ કર્યા છે જનક.
આગે મોરધ્વજ રાજાનું મન હરખીયુરે મેલ્યુ કરવત મસતકમાય.
પુત્ર પત્ની ગ્રહી સીર કરવત ધરૂ,
હરી આવ્યા છે આપોઆપ માન;
મીરાપર રાય રાણો કોપીયોરે ખડગ તાભ ને વાય પ્રીતે પાય,
હરી અમૃત કરાવી ખપી ગયારે દાસ નથુકે ભગતજન કાજ.

---

## આઠવારનો રાગ. મરબીનો રાગ.

અમદાવાદ ધામને બલીહારીરે ઘણું વસીયા મોહન સુખકારી,
અમદાવાદ ધામને બલીહારી. ૧
સ્વેતદ્વીપથી અધીક વાલે કીધુરે ફરી ઘરોઘર દરસન દીધુંરે,
હરીજનનું કારજ સીધુ. અમદાવાદ. ૨
રૂડો મેડા તે સુંદર રાજેરે બેઠા મોહન સંત સમાજેરે,
થાપ્યું અક્ષર શ્રીજી આજે. અમદાવાદ. ૩
રંગમોલે બેડા મોહન વનમાળીરે આવે દર્શન કાજ નરનારીરે,
વાલો સરવે અવતારના અવતાર અવતારી. અમદાનાદ. ૪
નથી મેડા સમાન બીજું ધામરે ઘણું બારી બેસે ઘનસામરે,
વારૂ તે પર ધામ તમામ. અમદાવાદ. ૫
જમ્યો ઘરોઘર હરી થાલરે ફર્યા શેરીમાં મોહન બહુ વારરે,
આવ્યા પ્રેમથી વારમવાર. અમદાવાદ. ૬
સુંદીર રંગ મોહલ સોભે સારો વાલો ઝુલે હીંડોલે નંદલાલોરે,
તે મોહન મને બહુ વાલો. અમદાવાદ. ૭
વાલો જુવે નીત સામજોગીયો સાથરે અનંતકોટી બ્રહ્માંડનો નાથરે.
સરવે શ્યામજોગીયોનો સ્વામી નાથ. અમદાવાદ. ૮
ઝુલે હરી હીંડાળે જ્યારેરે લાડુબા વાયરો ઢાળે ત્યારેરે,

સાંખ જોગી બેશી રહી રખવારે. અમદાવાદ. ૭
સાંખ જોગીઓની સંગેરે નહી મનમાં શંકા ઉમંગેરે,
તેતો જાણુજો પુરવનો સંગ. અમદાવાદ. ૮
શ્રીજી રંધાવે શીરાપુરીરે નથી જમતા તે વાત અધુરીરે,
હું જાણુ મોહનની મરજી. અમદાવાદ. ૯
લાવ્યા પ્રેમથી રોટલો સારોરે માહી માંખણનો પીંડો ધ્યારોરે,
તે મોહન જમે મરમાણો. અમદાવાદ. ૧૦
સાંજે સભા કરી વાલે જ્યારેરે છનાભાઇએ ભાષણ કરૂ ત્યારે,
થયુ સુખ પુરૂશોતમ મળ્યા ત્યારે. અમદાવાદ. ૧૧
સભા મધ્યે આરતી ઉતારીરે સરવે ભગતના મનમાં ભાવીરે,
કંઠે પુસ્પના હાર પેરાવી. અમદાવાદ, ૧૨
ધનધન અમદાદની ધરતીરે ધન ત્યાંના હરીજનની કરણીરે,
રાજી કીધા મોહનવરણી. અમદાવાદ. ૧૩
થાય દર્શનથી ભય નાસરે સેવે પામે પદ અવીનાશરે,
સત્ય કહે છે દયારામ ખાસ અમદાદ ધામને બલહારીરે. ૧૪

---

## પદમણી રાગ કાફી.

મોહનમાં મોહન વરમાચે પુરૂશોતમ પરીબ્રહ્મરે,
સર્વ કળામાં પુરણ પોતે બીજા પુરૂષ આ પુરૂશોતમરે;
મોહન. ૧

પુર્વ દેશમાં પ્રગટ થઇને પશ્ચમમાં પરવરીયારે,
મોટા મુનીવર મર્મ ન જાંણે નર મોટારે; મોહન. ૨
મુનીવર ધ્યાન ધરી ધરી થાક્યા તપસી જપતપ કરીને,
તીરથવાસી સબ તીરથ કરીને સેવાના સુખે હરીને;
મોહન. ૩

પુરવજનમના પુન પ્રતાપે મોહન મુજને મળીયારે,
દાસ નથુ નીરખીને નીરગુણ સરવે ફેરા ફળીયારે; મોહન. ૪
શ્રીજીવર મારે મન વસીયા નખસીખ મુરતી નીરખુરે,
મોહનવરશું મોહ બંધાણો પ્રેમને પાસ પડીને; મોહન. ૫
જ્યાં દેખુ ત્યાં પોહન માલે સામળીયો સુખકારીરે,
આદી અનાદી પ્રગટયા પોતે હરીવર હેત કરીને મોહન. ૬
પ્રગટ મળ્યા આ શ્રીજી જેને તેને તીરથ તપ ફળીયારે,
આખ ભજે ભવપારન આવે વેદપુરણ પણ કાવેરે. મોહન. ૭
માટે પ્રગટ ભજી સૌ મનમાં તનમાં તે મુરતી ધારોરે,
દાસ નથુ નખશીખ નીરખે છે સહેજાનંદ છોગાળોરે. મોહન. ૭

---

## રાગ સહર..

અક્ષરમાં પુરૂશોત્તમ પોતે વસીયા વાસ કરીને,
શતદીવસ જાગ્રત સપનામાં પ્રગટયો પ્રેમ ધરીને, અક્ષર. ૧
ચોદ બ્રહ્માંડને ભારતખંડમાં વીસરે વારમવારરે,
મનુષ્યાદેહ ધરીને વાલો મોહનરૂપમાં માલેરે. અક્ષર. ૨
પુર્વજનમના પુન પ્રતાપે જે જન પાસે જાશેરે,
માન મુકી મોહનવર મળતાં અક્ષરરૂપે થાશેરે. અક્ષર. ૩
આ લોકમાં અપકીરતી થાશે પરલોકે પંકાશેરે,
દાસ નથુ પરસંગ કરેથી રોગ સમુળો જાશે. અક્ષર. ૪

---

## સહર રાગ.

સ્વામીનારાયણનું સમરણ કરતાં અગમની વાત ઓળખાણીરે,
મોહનવર મારે મંદીરે આવ્યા અતી દયાદીલ રાખીરે,
દુખ દરીયામાં ડુબકા ખાતી સુખ સાગરમાં નાંખીરે. મોહન. ૧
શ્રીજીવરને મળતાં હું તો મસતાંની થઇ ડોલુ રે,

દુનીયા સરવે દેખુ દીવાની જેમ આવે તેમ બોલુરે. મોહન. ૨
હું તો મારા હરીસંગ બોલુ તેમથી તેના તનમારે,
દુરીજન લોક પાડોશી દેખી લાજી મરે છે મનમાંરે. મોહન. ૩
મોહનવરથી મોહની લાગી પ્રહના સરવે ત્યાંગીરે,
દાસ નથુએ થાલ કરીને અક્ષરપદ્ધી આપીરે. મોહન. ૪

---

## રાગ સદર.

સ્વામીનારાયણ નામજ લેતાં સરસે સરવે કામરે,
પ્રીત કરો પુરૂશોતમ સાથે મુકી મોહન સંગે માનરે;
સ્વામી. ૧
સમાગમ કરેથી સુખ થાશે પામશો અક્ષર ધામરે,
માવતાત સુત ભ્રાતને ભગની કોઇ નહી આવે કામરે;
સ્વામી. ૨
હાલતાં ચાલતાં હરતાં ફરતા કરતા ઘરનું કામરે,
સ્વામીનારાયણ સ્વામીનારાયણ જપવું આઠુ જામરે;
સ્વામી. ૩
સ્વામીનારાયણનું નામજ લેતા બેશે નહી કંઈ દામરે,
દાસ નથુ કહેશે મતી સો આલો પછી નહી આવે કામરે;

---

## છંદ ચાલ લાવણીની.

મારૂ મારૂ કરતાં કરતાં જન્મ મનુષનો તેં ખોયો,
અણસમજથી મહિ સોઆણી ઘરમાં ઘાલી તે દોયો;
વગર વીચારે વાશી બેઠા અવસર રૂડો તો આવ્યો,
પ્રગટ પ્રભુના ભજનતણો તો લીધો નહી તેતો લાવો.
કુડકપટમાં કરમી પુરો કરવા માંડી વીશ્વાઘાત.
છાતી કાઢી ચાલીશ મુરખ ન મળે મનની માંહે નીરાંત,
અમરત રસ આણીને ઘરમાં ભાગલ હાંણામાં નાંખ્યો,

અવળાઈ તારે અંગે એવીના દીધો તે ના રાખ્યો.
નીંદા ભોજન બહુ ભાવે છે સ્વાદ ઘણો તેમાં આવે,
તમો ગુણની તમો છો મુરતી કોઇ કહીને સમજાવે;
ખળપણ બહુ રાખીસ ખુટલ એ તારામાં છે ભુલ,
આગળ જોને ગયા છે ઉડી તું તો છે તરણાને તુલ.
રાવણ કુંભકર્ણ દુરજોધન કપટતણું કંઇ એ મુળ,
એના ફળ એનેતો મળીયા નાશ કરાવ્યું નીજકુળ.
નીંદા દ્રોહ કરે નરનારી તેનો તો ન મળે ઉદ્ધાર,
ઉભયલોકમાં તે અપવાદે ધીક ઘણા તેને ધીક્કાર.
સંત સતીને છળ કરીને કલંક ચડાવે કોઇ,
રવરવ નરકે રહે નીરંતર જમડા તો લેશે જોઈ,
જસ કીરતી જેની નહી જગમાં વ્યર્થ ગયો જાણો અવતાર,
અવળે મોઢે જમડા આવી માર ચલાવે વારમવાર;
અવસર રૂડો આ આવ્યો છે ભજવાને જારે ભગવાન,
વ્યર્થ ગુમાવી આવી વખતને તે કરવા માંડયું તોફાન.
વળગી રહ્યા છો વાલમ ધારી ખોટો છે સઘળો વેપાર,
સાચુ માની રહ્યા છો મોહી ખેતર સઘળું વાવ્યું ખાર.
સુતસુતાને નારી તારી સ્વાર્થના સરવે છે અંગ,
અંત સમે કોઈ કામ ન આવે આખર કરશે આશા ભંગ.
પ્રગટ પ્રભુ પુરૂશોતમ શ્રીજી અવતાર તો અવતારી,
તેનું નીસીદીન સમરણ કરતું વાલા કહું વારમવારી.
પરહર નીંદા કપટજપટ તું કર સાચા સાધુનો સંગ,
જનમમરણનો ફેરો ટાળે આશા તારી થાય અભંગ,
મેન મોહન માહારાજ દયાળુ જનમમરણનું ટાળે દુખ.
કહે રવજી સંત મોહન પ્રતાપે અભય અક્ષરનું આપે સુખ.

## દોહા.

મોહી રહયો મમતા કરી રવજી ત્યાગી રીત,
હરી ન લાવ્યો હ્રદયમાં ગાશો ખોટાં ગીત;

ના સમજ્યો નરમાસ લઇ ધાયો ત્યાગી ધીર,
ધામ કામને વામમાં વીશ્વમાં બુડયો વીર.
ગયો ન મંદીર દેવળે ગયો ન સાધુ પાસ,
આવ્યા હાહાડા દુખના નર બુધી થઇ નાસ.
ધાર્યું કરવા ધાસતું પણ ધાર્યું નહી થાય,
ગમ ન મળે ગુરૂ વાકયની ધરની ગુંહી જાય.
ડગલાં ભરશો દુષ્ટ તું સમર્યા નહી ઘનશ્યામ,
સમજી શ્રીજી ના ભજ્યો કરતો અણુહીત કામ.
લાખ ગયા લાખો જાશે નજરે તારી જોઇ,
વેણુ થઈ વીચાર તું કામ નહી આવે કોઈ.
છેતરવા નહી સંતને પ્રીતી કરવી પુર,
ધર્મ સુતને ધ્યાન લ્યો જમડા જાશે દુર.
ભ્રમના સર્વે ભોગ છે સાધુનો કર સંગ,
ષટ શતરૂથી છોડાવશે રહ્દય ચડાવી રંગ.
થરથર કાયા ધરૂજશે ચડશે કંઠે શ્વાંસ,
ઓચીંતા જમ આવશે પકડી મુગદળે પાસ.
છે આ શીખામણ લવું સમજી ભજ ઘનશ્યામ,
શ્રીસહજાનંદને જપો રવજી લઈ લઇ નામ.

---

## ચોપાઇ છંદ.

મને વાલા, લાગો છો મહારાજ,
પામ્યો દર્શન તમતણાં આજ.
સહસ સુરજ તમારૂ રૂપ,
તમે કોટી બ્રહ્માંડના ભુપ;
તમે કરતુ અકરતુ નાથ,
કરો શ્રીજી સેવકને સનાથ.
શ્રી દાતા છો દીનદયાળ,
જાંણી પોતાનો કરો પ્રતીપાળ.

શ્રીજી નોધારાના છો આધાર,
શ્રીજી સાધુમુની સુખકાર;
શ્રીજી અક્ષરધામના ભુપ,
શ્રીજી કોટી કામના રૂપ;
શ્રીજી ધર્મ ભગતીના નંદ,
શ્રી સરવરીયા કુળ છંદ;
શ્રીજી છબી જોતાં સુખ થાય,
શ્રીજી હરખ હયે નવમાય;
પેહેરયાં પીતપીતાંબર હીર,
જામો જરકસી ધાર્યો શરીર;
પદ કોમળ જાંજર ધરીયાં,
જડીયેલ મણીયોને વાગે ઘુઘરીયાં.
કટી મેખળા લાગે રૂપાળો,
એસ ખભે જરકશીવાળો;
હેમકડાં બાજુબંધ સારા,
પોહોચી જળકે ગગન જેમ તારા.
વેઢ વીંટી ભાળી મન મોહે,
કંઠે ચોરસી હુંપીયો સોહે;
મોતી માળા એકાવળ હાર,
માંહે લીલમનો છલકાર.
કૌસ્તભ માળા કંઠમાં સોભે,
દેખી મન તો સદા મારૂ લોભે;
દોરા સાંકળી હીરાનો હાર,
ઉત્તમ ઉતરી મોતી અપાર.
કાંને કુન્ડલ મકરાકૃત કહીએ,
માથે મુગટસસી ઉપમા દઇએ;
સ્વામી કનક સીંહાસન છાજે,

જોઈ રૂપ કોટી કામ લાજે.
ગઢપુર સૌને તે દરસન દેતા,
ક્ષણુ માંહે દુખો હરી લેતા;
ધનધન ધરમના કુમાર,
નમુ તમને હું વારમવાર.
એવા શ્રીજી સહાય મારી કરજો,
જાણી સેવક સંકટ હરજો;
રવજી શ્રીજી સરણુનો દાસ,
એનો ગામ ધરવાળામાં વાસ.

---

## ગરબી જેતલપરના સામૈયાની.

મને મળ્યા મોહનરાય સહજાનંદ સ્વામી;
મારે હઈડે હરખ ઉભરાય. સહજાનંદ સ્વામી. ૧
અક્ષરાતીત અંતરજાંમી,
મને મળીયા પ્રગટ બહુ નામી. સહજાનંદ ૨
સરવે અવતારના અવતારી,
મને મળીયા મનુષદેહ ધારી. સહજાનંદ. ૩
વાલો મુજને અઢળકઢળીયા,
વાલો મુજને મોહનવર મળીયા. સહજાનંદ ૪
ચોવીસ અવતારના અવતારી,
પ્રકતી પુરૂષના અધીકારી, સહજાનંદ. ૫
જોઈ વાલાને આનંદ પાંમ્યો,
હુંતો કોડ પદારથ કામ્યો. સહજાનંદ. ૬
મને અક્ષરની ઓળખાણુ દીધી,
રાખી સરણે ને સહાય બહુ કીધી; સહજાનંદ. ૭
વાલે સંતને બહુ સુખ આપ્યું,
કહે માણેકચંદ સરવ દુખ કાપ્યું; સહજાનંદ. ૮

---

## ગરબી.

વાલે સંતને વાત કીધી સારીરે શ્રીજી સુખ કરતા,
અસાડ સુદી ચઉદસ સુખકારીરે; શ્રીજી. ૧
ચાલો જેતલપુર આજ જઇએ,
સરવે સંતોને સાથે લઇએ; શ્રીજી. ૨
ચાલો ચૌટે થઇને જઇએ,
સુંદીર શાક સારૂ આજ લઇએ; શ્રીજી. ૩
શાક લેતા કામણગારી દીઠી,
વાલે જેતલપર રસ્તે લીધીરે; શ્રીજી. ૪
વાલો આવે છે ઉપદેશ દેતા,
માણેકચંદ મોહનથી સુખ લેતા. શ્રીજી. ૫

---

## ગરબી.

વાલે ભમરીએ કુવે સભા કીધીરે,
વાલે માહાત્મ જ્ઞાન સહીત વાત કીધીરે; હરીકૃષ્ણ હેતાળુ ૧
વાલો અસલાલી ગામમાં આવ્યારે,
ત્યાંના સંત મન બહુ ભાવ્યારે; હરી. ૨
તીયાં સંતને વાત કીધી સારી,
વાલે જેતલપર કીધો અસવારીરે, હરી. ૩
વાલો આવ્યા તે મંદીર માંય,
સરવે સંતને દર્શન થાયરે; હરી. ૪
વાલો સભામાં જઇને બેઠારે,
સરવે સંત સરણમાં પેઠારે; હરી. ૫
વાલે સભામાં વાત કીધી સારી,
કહે માણેકચંદ મોહનપદ વારી. હરી. ૬

---

## ગરબી.

વાલે બીજામાં પ્રવેસ કીધોરે,
તેમાં રહીને ઉપદેશ દીધોરે; મોહન વનમાળી ૧
વહાલો સૌને કરે છે રાજીરે;
સાંખ જોગીઓ રીજતી જાજી; મોહન. ૨
વાલો એકાન્તીક ભગત જાણીરે,
ત્યાં આનંદ રેલ ઉભરાણી; મોહન. ૩
વાલે મનમાં શંકા નવ કીધીરે,
પાસુબાને તે વાત કહી દીધીરે; મોહન. ૪
એવો આનંદ કરે છે ભારીરે,
કહે માણેકચંદ મોહનપદ વારી. મોહન. ૫

---

## રાગ માઢ.

મુજ સ્વામી છો બહુ નામી અંતરજામી સુખગામી પુરણ કામ,
બલીહારી દેવમોરારી જીવનદોરી મારી સામળીયા ઘનશ્યામ;
કળજુગનો કનકનો કાંતાનો કુસંગનો ભવજળનો ભય ભગવાન,
દેહુનોગેહનો સગાંનો સ્નેહનો રાગ ટાળોને દાન, મુજ સ્વામી. ૧
અવનાસી સુખરાશી વાલા અક્ષરવાસી કાળત્રાસી કીરતાર,
કુલાસી વીલાશી માયા જેની દાસી સમરથ સર્જનહાર, મુજ. ૨
સમજાવા ગુણગાવા સુખ ધાવા દુખ જાવા આપો અલોકીક બુધ,
રેહેજો આવા આવા દ્રગ આગેહે માવા નાથ લેજો મારી સુધ;
મુજ૦ ૩
જયકારી ગીરધારી શોભા બની સારી છેલ છોગાળા લાલ,
અધીકારી જાઉવારી છબી અવતારી બોલતા ઉપજાવો વાલ,
મુજ૦ ૪
છોકરતા ભય હરતા નીરખી અંતર ઠરતાં તન ધરતા જનહીતરાજ,

સતવંતા નીત્ય રટતા આપને અનુચરતાં ન્યાલ કીધાં તેને આજ;
મુજ૦ ૫
આવ્યા છો ભાવ્યા છો ભગતોને લાવ્યા છો કરવા અનેકના કાજ,
કારણ છો તારણ છો જીવ ઉધારણ છો ગોબરજીના સીરતાજ;

---

## ગરબી એ હાલયા જાએરે ભીમાણંદ ભેટવા.

એમ મળ્યા મોહન ઘેલારે તણા ઘાટમાં,
અમે અલબેલા પડયારે ઉચાટમાંરે;
મળ્યા મોહન ઘેલારે તણા ઘાટમાં ટોઢ.
સાંખ જોગીઓ તે આવી સરવે મળી,
અમારે પુનપુર્વની વેલો ફળીરે મળ્યા મોહન ઘેલારેતણા ૧
જાલી આવડે ને ઉભા ત્યાં રાખીયારે,
કંઠહાર ગળામાં અમે નાખીયારે, મળ્યા મોહન. ૨
નાહયા ઘેલા ગંગામાં અમે નીરથીરે,
ઉભા આવી ન ગયા ઘાટ તીરથીરે; મળ્યા મોહન. ૩
નીરમળ જળમાં તે ખાંતે સઉ ખેલતારે,
શીર કાંઠે ઉતારીતે મળતારે; મળ્યા મોહન. ૪
સીર સોરવાને વાલો ત્યાં આવીયારે,
સ્વામી રવજીનો જાલી સમજાવીયારે. મળ્યા મોહન. ૫

---

## ગરબી.

એ ચાલો દર્શન દુરગપુર આજતો અરે જીયા શ્રીજીને છેલડો
બીરાજતો એ ચાલો દરસન દુરગપુર આજતો ટેક.
સભા મધ્યે શ્રીજી તે વાલો શોભતારે,
દેખી રૂપને મન મારા લોભતા. એ ચાલો. ૧
વેદ વાતોની ધુન ત્યાં થાય છે,

ત્યાં ગુણી ગવૈયા ગાયછેરે; ચાલો દર્શન ૨
દેશ દેશનો તે મનુષ્યો ભરાયછેરે,
છબી શ્રીજી તણીરે જોવા જાયછેરે, એ ચ લો. ૩
શ્રીજી સરવેને દર્શન આપતારે,
દાસ રવજીને સરણું થાપતારે; એ ચાલો. ૪

---

## દોહો.

શ્રીજીકો સબ નામ લ્યો ધરી ધરી ઉરમે ધ્યાન,
કટે જાલ સંસારકો કર દેવે કલ્યાન;

---

## રાગ આરાધનો.

આગળ ભાંખ્યુ એ કલંકી આગ્યા શ્રીજી ધરી અવતાર;
અધમ ઓધારવા મારો વાલો પધારયા માણકીએ થઈ અસવાર.
આગળ. ૧

તોરણુ બંધાણા તારના અજ્ગેર આણુએ એણીવાર,
ટકે ડમાણીયાં વેલ વેચાણાં આગમના પુરારે એંધાણ,
આગળ. ૨

ચામડાની નોટો એ નાંણા સીકરાણાં હાલે છે ગાડી હેમરની સમાન
સાબર વહેસે સરપ આકારે બીજી પાણી નહી પાન;
આગમ. ૩

માણકીએ ચડી મોહનવર આગળ સાથે છે તેરનુગાદળ જાણુ.
ભીમ અરજુન તો ભેગા છે તેની દેવદરસને આવે નીરવાણુ;
આગમ. ૪

કાંકરીઓ આળી કળીને મારો કામ ક્રોધ મદ લોભ છે જેહ,
યજ્ઞો કરયા તાંણી તંબુ રૂપાળા વાલે ધર્યો ત્યાં નકળંગી વેહ.
આગમ. ૫

નીસછેજ ધરે છે અવતાર કલંકી એજ થયો અવતાર,
ગુરૂ પ્રતાપે બોલ્યારે ગોબરજી મોહન ચરણ બલીહાર.
આગમ. ૬

---

## ગરબી રાગ મારી હુંડી સીકારો માહારાજ ટેક.

જોઈ આનંદ અધીન ઉર પામીરે, મુખડું મોહનનું,
નેણે નીરખ્યા સેહેજાનંદ સ્વામીરે; મુખડુ મોહનનું. ૧
મુખ ભાળીને મોહની લાગીરે, મુખડું મોહનનું,
હુંતો જબકીને ઉંઘથી જાગીરે; મુખડું. ૨

### સાખી.

કોટી સુરજની કાન્તી નમણાં રૂડાં નેણ,
ભાલ ભાળુ તો ચંદ્રમા એના વાલા લાગે છે વેણરે;
મુખડું. ૩

ગાલગુલાબી રંગના હઇડે મોતીહાર,
અક્ષર અરૂણ સુભ નાસીકા એની,
આખડલી છે અણીદારરે; મુખડું ૪

મુખ ભાળીને મોહનનું હઈડુ રહે નહી હાથ,
છબી ઉતારી મારા ચીતમાં એતો અનંત બ્રહ્માંડનો નાથરે;
મનડું. ૫

સોસઠકળા શ્રીજી ભરયા એકી એ નહી અધુર,
છબી જોઇ ઘનશ્યામની અરે હુંતો થઈછું ઘેલી તુરરે;
મુખડું. ૬

દાસ મણી ગુરૂ મોહન પ્રતાપે ઘનઘન થયો અવનાર,
મોહન મુખડાને જોઇને દાસ રવજી બલીહારરે;
મુખડું. ૭

---

## ગરબી રાગ સદર.

અરે વરમાળા મોહન મારે આજરે આનંદ એલી છે,
દાસી દર્શન કરવા કાજરે ઘટમાં ઘેલી છે; ૧
હું તો આવી તમારે શર્ણરે આનંદ એલી છે,
મારા ટળ્યાં જન્મને મર્ણરે, આનંદ૦ ૨
તનમન મોહન તમ કને જાણો ન જુદુ લેસ,
અદઘડી અળગી ના રહુ હેતે નીરખુ છબી હમેંશરે;
આનંદ૦ ૩
ઘાટઘરેણુ લુગડાં મોહન મુજ શણગાર,
અણગમો અવનીના સુંખને મારે શ્રીજી સાથે વેહેવારરે;
આનંદ.૪
સગાસંબંધી સંસારના કામ ન આવે કોઈ,
છબી જોઈ સેહેજાનંદ તણી મારૂ મનડુ રહુ છે મોઈરે;
આનંદ. ૫
દેહ ધર્યો દીનાનાથ મે શ્રીજી તમારે કાજ,
હાથ ઝાલ્યો મારો હેતથી શીદ કાકુ બીજાની લાજરે;
આનંદ, ૬
ભણી કહે ગુરૂ મોહન પ્રતાપે મળ્યાં સેહેજાનંદ શ્યામ;
રવજીના સ્વામી શ્રીજી ભજુ નથી અવર સંઘાતે કામરે;

---

## ગરબી રાગ સદર.

મેતો તનડાની ત્રસ્ના ટાળીરે મોહનવર મનગમતા,
આપી હેતે જ્ઞાન હદવાળી મોહનવર મનગમતા ૧
મને તમ સુભાગી તાળી,
ભવ્ય અક્ષરની મુરતી ભાળી, દોઢ. મોહન. ૨
જ્ઞાનદાન દીધુ મને સમજાવી બહુ સાર,
વાસનાથી કરી વેગળી મારૂ મન કર્યુ એક તારરે,
મોહન મન. ૨

પોતા સમાન પોતે કરી ભમરી ઇયિળ સમાન,
આવો ગમન મારો આળસ્યો મને વાલાએ આપ્યા વઇમાનરે,
મોહન૦ ૪
અક્ષરધામમાં ઉતારો દીધો સંત નીરખુ ગુણ ગાઉ,
આવું સુખ અખુટ મેલીને સીદને બીજે જાઉરે;
મોહન૦ ૫
કોટી સુરજને કોટી ચંદ્રમાં પુરણ ભાળુ પ્રકાસ.
મોહન પ્રતાપે મણી ભણે છે નીરખો રવજી દાસરે,
મોહન૦ ૬

---

## ગરબી ૪ થી રાગ સદર.

મારે અંત સમે તમે આવ્યા મોહન બહુ મેર કીધી,
મારી સારૂ વેમાન સુખ લાવ્યા મોહન બહુ મેર કીધી;
શ્રીજી સુખના દાતા સાર લીધી મોહન.
મને આજે કૃતારથ કીધી. મોહન. દોઢ ટેક.
અંતસમે તમે આવીયા મોહન દીનદયાળ,
પોતાની જાણી મને અક્ષરાધામ આપ્યું;
એવા ગૌબ્રાહ્મણ પ્રતીપાળ, મોહન૦ ૧
સેવાના ફળ શ્રીજી આપ્યા ભગતીનો જાણી ભાવ,
નેણે નીરખી મારા નાથજી હું તો લઉછું લોચનીયે લાવરે,
મોહન૦ ૨
જનમોર્જનમ સહેજાનંદસ્વામી તમ ચરણની દાસ,
મોહન જાણી મને કીકરી મારા અંતરની પુરી આસરે;
મોહન૦ ૩
જે જે મોહન જે જે શ્રીજી જે જે સેહેજાનંદ,
રવજી કહે ગુરૂ મોહન પ્રતાપે માણીને ઉર આનંદરે;

## જીલણીયા.

આવજો આવજો આવજોરે મારે અંતસમે મોહન આવજો,
સાસે દીલેથી સેવા કરી છે દાસી જાણી દયા લાવજોરે;
અંત સમે૦ ૧
બાનાની પત તમે રાખી મહારાજ બીરદ સંભારી બોલાવજોરે,
લાડુબા જીવુબા જેવી ગણીને અક્ષરનું ધામ ઓળખાવજોરે;
અંત સમે૦ ૨
કહે મણીબા ગુરૂ મોહન પ્રતાપે રવજી તે દાસને રીઝાવજોરે.
અંત સમે૦ ૩

---

## બીજુ જાલણીયું રાગ સદર.

માનથી માનથી માનથીરે મોહન આવો જમાડુ માનથીરે,
શીરોપુરીને ભજીયાની સાથે પીરસુ વળી પકવાનથીરે મોહન. ૧
જમો જમાડુ શ્રીજી છોગાળા અળગી થઇ અભીમાનથીરે,
ચળુ કરાવી આપી સોપારી લવીંગ એલાઇચી પાનથીરે;
મોહન૦ ૨
કહે મણીબા ગુરૂ મોહન પ્રતાપે સમજી હું રવજી સાનથીરે;
મોહન૦ ૩

---

જોઇને જોઇને જોઇનેરે છબી સ્વામી સેહેજાનંદ જોઇને દોઢ.
તનમન ધન હું એનાપર વારી મનતો રહ્યું છે મારૂ મોહનેરે
મીઠા મોહનજી કાજે તમારી વાલાને બેઠી વગોઇનેરે,
છબી. ૧
ઘનશ્યામ ઘેલી કરી દાસીને પ્રીતીમાં મનડુ પ્રોઇનેરે,
મોહનપ્રતાપે કહે માણીબા ધીરજથી કલીમલ ધોઇનેરે;
છબી. ૨

---

## જીલણીયું.

આપીયું આપીયું આપીયું રે શ્રીજી સ્વામી સેવાનું ફળ આપીયુ.

ટેક.

જન્મ મર્ણથી જાળવી લીધી જમડાના જોરને ઉથાપીયુરે,
આશા ત્રશ્નામાંથી ઉગારી કર્મતણુ દુખ કાપીયુરે; શ્રીજી ૧
મોહન પોતની કરી મનેતો ધામ અક્ષર સુખ થાપીયુરે,
કહે માણીબા ગુરૂ મોહન પ્રતાપે વાલુ સ્વજી જ્ઞાન વ્યાંપીયુરે,
શ્રીજી. ૨

---

## દોહા.

હામારૂ હામુજ તણુ થીર નહી મન ઠોર;
નોબત વાગે કાળની ખોળી જો તું ચોર.
ટોટો તારે જ્ઞાનનો ખોળ ગુરૂ ધરી ખંત,
ટોટો તારે જ્ઞાનનો છે શાનો ઉર તંત.
મોહન ગુરૂ મળતાં થકી સઘળા બાળે પાપ,
આ ટાણે લે ઓળખી અંતર જાણી આપ;
ગમ પામી ગુરૂ મોહનથા ગોબરજી ગુણવાન,
નથુ ભગત નીજચર્ણ લઈ આંપ્યુ અનહદ જ્ઞાનઃ
હરીશંકર આદે ઘણા ગુરૂ મોહનના શીષ,
જનમમરણ દુખ ટાળીયુ ઓળખજો જુગદીશ.
માણેકચંદ માહા ભગત છે મોહનજીનો શીષ,
અધીક જ્ઞાન અનહદ ગુણી ભગતી કરે દીન નીસ;

---

## દોહા.

મોહન મે જાણ્યો હવે ઈશ્વર રૂપ અગાધ,
અક્ષરસો એકાન્તીક સૌ સાધુનો સાધ. ૧
સહેજાનંદ સ્વરૂપ તું રોમ માત્ર નહી ફેર,

અસાધ જન નહી ઓળખે કળીયલ કાળો કેર. ૨
ગતીમતી તુજ ગારૂડી મણીધર નાચેનાચ,
જેનાપર કરૂણા થઈ નાવે ઉની આંચ. ૩
પ્રોક્ષ ઉપર પ્રીતી કરે પ્રગટ કરીને દુર,
જડથી જડતા જાય નહી સુકે નહી અંકુર. ૪
ત્રસાન ન બુજે જાંજવે સ્વપ્ને ક્ષુધા ન જાય,
પ્રગટ છબીને પરહરી પ્રોક્ષે રાજી થાય. ૫
આવ્યો તું અવતાર લઈ શ્રીજી સદ્ધ સ્વરૂપ,
મનુષ્યદેહ માયા રચી અખીલભુવન તું ભુપ. ૬

---

## ચોપાઈ.

જોતાં લક્ષણ તુજ જરૂરરે શંકા સરવે મારી થઈ દુરરે,
ક્યારે પ્રગટ થઈ કાર્ય કરશોરે નીજ ભક્તોના દુખને હરશોરે;
નથી પ્રગટ થતા પતી ધામરે કરો મનુષકરીના કામરે,
મેતો ચેષ્ટા તમારી જોઈરે ભાળી છબી મોહન રહ્યો મોઈરે.
કીધા પ્રગટ પરછા મુક્ત જનનેરે દીધા દર્શન આનંદ મનેરે,
તમે અલૌકીક કામો કીધારે દીનજનના દુખો હરી લીધારે,
સાત સાયર વલોવ્યા તમેરે થયા નરસીંગ જાણીયુ અમેરે,
કંસ માર્યો કૃષ્ણરૂપ ધારીરે એવો મોહન માયા તમારીરે.
જેણે ગઢપુર આનંદ કીધોરે આવી અવતાર અંતરે લીધોરે;
જેણે ધર્મ ધરાપર થાપ્યોરે જસ દેશવીદેશમાં વ્યાપોરે,
તેણે આવી લીધો અવતારરે હાથી બાળ મોહન બલીહારરે.

---

## દોહા.

સુર મુનીગણ નાગ કીન્નર સરવે જોડે હાથ,
કોટી સુરજસમ કાન્તી તરી મુગટ ધરીને માથ;
છાનેથી સમજાવતા જાણે જવરલા કોક,

અજ્ઞાની શું ઓળખે હાંસી કરતા લોક.
ભગત જગતને વેર છે ચાહી અંતથી એમ,
દ્રોહીજન સૌ દેખતા તમને ભાળી તેમ;

---

## રાગ આવી સકો તો વેલા આવજોરે.

મોહન અબળા જાણીને કરવા વાર વેલા આવજોરે,
રે રૂવે દાસી ઉદાસી નયણે નીર દયા તો લાવજો દોડ.
કાંકળ મોડુ કેમ કરૂજી નોધારે આધાર થજોજી,
મુજને સંકટથી મુકાવજોરે. મોહન. ૧
શ્વાસે દીસાલશ્રી સેવા ધારી તનમન ધન નાંખીને વારી,
તો ઉગારી લેજો ધીરજપતી ધ્યાવજોરે; મોહન. ૨
રણુવગડામાં રૂદન કરૂછું એકલડી હું બીને મરૂછું,
તેથી તો સમરૂછું શોક સમાવજોરે; મોહન. ૩
નીરજન વનમાં નીરબળ નારી આવી ઉગારો હે અઘહારી,
મણીને ઓથ તમારી નાથ નીભાવજોરે. મોહન. ૪

---

## રાગ રામદેની સાવળીનો.

મારી અરજી સુણીને વેલા આવજોરે,
આવજો અંતરનારે જામી;
અબળા માહા દુખ પામી, મારી. ૧
અરજી સુણીને વેલા આવજોરે,
રાજનગર થકી ખેડે હું જાઉ,
એકલી હું રણુમાંહે દુખણીરે થાઉ. મારી. ૨
એકલી અરણુ માંહે બોલે શીઆળ,
ચોરને લુંટારા જાતા કોણુ લે સંભાળ, મારી. ૩
એકલી હું ભુલી પડી લુંટી લેશે ચોર,
હું અબળા જેથી મારૂ ક્યાંથી ચાલે જોર; મારી.

સેવા ભગતી સાચી હોય તો મોહન રાખો લાજ,
અબળાને આપો ધીરજ આવી વેલા આજ; મારી ૫
તમે શ્રીજી તમે સ્વામી તમે છો મહારાજ,
આવી વેલા આવો વેલા ગરીબના નીવાજ; મારી. ૭
કાળો ડગલો માથે ફેંટો કામળી ઓઢી લાલ.
ઓચીંતા તે આવી પોહોચ્યાં મણી–મોહનલાલ મારી. ૮
પાંચ ગાઉ પોહોચાડી વળતા થયા અંતરધ્યાન,
મણીબાને મોહન મળીયા રવજી દઇ માન; મારી. ૭

## દોહો.

સતસંગ કરતાં સંતનો અવગુણ આવે ઉર,
કોટી કલ્પ નર્ક ભોગવે સાખી ચંદો સુર;

---

### ધોળ રાગ કોણકોણરે હરીના જાનીઇયા થાશેરે.

આવો બેની આજ આનંદ પ્રગટ્યો નવલ છવાણો છે નેહરે,
ઓચ્છવ એદાદસીનોરે ટેક દોઢ.
સોળ કળાનોરે સુરજ ઉગ્યોરે મોતીડાનો વરસે મેહરે,
એકાગ્રચીતે રહીને આ વખતે વાલી આદરીએ વૃતરે;
ઓચ્છવ૦ ૧
ધર્મકુંવરને ધ્યાનમાં રાખી નીચી દીન કરવાનું વ્રતરે;
નારણઘાટમાં જઇનરે નાહ્યુ કોટી ગંગા અસનાનરે;
ઓચ્છવ૦ ૨
એદાદશીનો અધીક છે મહીમા વદે છે વેદ પુરાનરે,
દાન દીયો ભલે ગજરથ ભોમી નાવે એકાદશી તુલ;
ઓચ્છવ૦ ૩
અન્નપારાયણ જપતપ સાધન નાવે એકાદસી મુળ,
એવી એકાદશી આજ આદરીએ રીજવીએ શ્રીઘનસામરે,
ઓચ્છવ૦ ૪
રવજીનો દાતા સ્વામી સેહજાનંદ પુર છે મનતણા કામરે.

---

## ધોળ—રામ સદર.

એકાદશી આજ આનંદ એલીરે શ્રીજી સાથે થઈ રમવાને ઘેલીરે,
વેલી વેલી હાલો બેનીરે વૃત એકાદશી છે,
ચોક મંડળપુરી સજ થઇ રહીછું કુકમકેસર થાળ કંચન લઇછું,
જીવન વધાવાને જઇશુંરે વૃત એકાદસી છે,
પુષ્પના હારને ગજરા છે કાજુ ઠોલર ચંબેલીના ગુંથ્યા છે,
આજુ-સેવા સામગ્રી લઈનેરે વૃત એકાદશી છે.
આરતી શ્રીજીની જઇને ઉતારૂંરે હાર પેહેરાવી લોચનીયાં ઠારૂંરે;
તનમન ધન ટરૂ વારૂંરે વૃત એકાદશી.
નવલો આનંદ દીન ીરગમ કરશુંરે,
જાગરણ કરતાં જાજુ હેત ધરશુંરે;
વાલાની વરતીને વરસુરે વૃત એકાદશીછેરે.
પુન પુરવના તો પ્રગટ્યાં છે આજેરે,
ભાગ મોટા આજ મળીયા મહારાજરે,
સુધર્યાં સરવે તો કાજરે વૃત એકાદશીછેરે.
એકાદશી વૃત વેદવંચાયરે વ્યાસ મુનીને વાલમીક ગાયરે,
રવજી વારી વારી જાયરે વૃત એકાદશીછેરે.

---

## ધોળ તીજો સદર.

એકાદશીવૃત અધમ ઓધારણ જનમમરણ દુખ વીપત વીદારણ,
જાણે જવરલા કારણરે, મહીમા છે મોટોરે. ૧
જે જન વૃત એકાદશી ધારેઃ તાપ ત્રીવીધી માયાથી ઉગારેરે,
ભાવે ભવસાગર વારેરે, મહીમા છે મોટોરે. ૨
એકાદશી વૃત કરતાં તો ભાઇરે શ્રીજી સદા તેની કરતારે સાઇરે,
જનમના પાતક જાયરે, મહીમા છેરે મોટોરે. ૩
જગ્નો કરી ભલે તીરથે જાવેરે વૃત એકાદશી [illegible] આવેરે;
ક્રોડયોના દાન કરાવેરે, મહીમા છેરે મોટોરે. ૪

એકાદશ કરે જન નીસપાપેરે મોહન મહારાજ માહાગતી આપેરે,
રવજી કરમદુખ કાપેરે. મહિમા છેરે મોટો. ૫

---

## ધોળ ચોથો રાગ સદર.

એકાદસી દીન અન નવ આવુંરે દેવ મંદીર ગુરૂદર્શને જાવુંરે,
કથાકીર્તન ગુણ ગાઊરે; વૃત ધારણ કરવુંરે. ૧
વીકાર ભરેલી વાતો ના કરવીરે, નીસ કામપર સુરતા ન ધરવીરે;
શ્રીગજ દયા ઉર ધરવીરે. વૃત ધારણ કરવુંરે. ૨
એકાદશી દીન અન જે ખાતારે યોની પશુભુત અવતરવા જાતારે;
પુરણ પાપીયાં થાતારે; વૃત ધારણ કરવુંરે. ૩
એકાદશી અઘથી લે ઉગારીરે ટાળે ચોરાશીને કાળને મારીરે,
આપે પદારથ ચારીરે. વૃત ધારણ કરવુંરે. ૪
વૃત એકાદશી જે જન કરશેરે મોહન પ્રતાપે સંસારને તરછેરે,
રવજી સકળ કાજ સરશેરે; વૃત ધારણ કરવુંરે. ૫

---

## ધોળ પાંચમો રાગ સદર.

મોહનરે મારે મંદીર આવોરે આવો મારે મન ભાવોરે;
એકાદશીનું ઉજવણુંરે દોઢ.
વરત કર્યાં વાલા કાજે તમારી સીદ હવે શરમાવોરે,
પુરવને ભાગે પામી મોહનવર છબી જોઇ થઈ ઘેલીરે;
એકાદશીના. ૧
જીવ ફરે મારો શ્રીજી સરણુમારે ખોળીયું મંદીરીયામાં મેલીરે,
આવો મોહનવાલા આરતી ઉતારૂ કંઠ ધરૂ ફુલડાની માળારે;
એકાદશીનું. ૨
કોટી સુરજ જેવી કાનતી તમારીરે રસીયાજી લાગો રૂપાળારે,
વરત કરી વાલા વર મણી માગેરે જનમોજનમ સુખ દેજોરે;
એકાદશીનું. ૩
મોહન પ્રતાપે ભણે દાસ રવજી ઘનશામ શરણુમાં લેજોરે.

## છંદ.

પુર્વદેશમાં પ્રવેસ વીપ્ર નાતમાં નરેસ પુરણ બ્રહ્મકો પ્રવેસ,
ઘનસ્યામ નામ કાયો હે.
રામ અજોધ્યાકો રાજ કરસન દ્વારકાકો કાજ પુરન બ્રહ્મકો પ્રતાપહે,
એથી અવરકે અનાદી આજે છે નામનકો નામી હે;
સહેજાનંદ સુખ દીનો ગઢપુરકો રાજ કીનો દાદા ખાચર પીછાનોહે,
ભુમીકો દાન દીનો ગામકો ગરાસ દીનો અક્ષરકો વાસ લીનો;
પુરૂશોતમકો શરીર હે દુજે જગતકે જુને લોક ગામકે ગમાર લોક.
અક્ષરકો અધીક ભોગ કબહી વીચારે કહી ચીતમે બીચારે,
ક્યા દાસ નથુ નમી નમી કહેશે અંતરમાં અવનાશી રહે હે,
કોટી બ્રહ્માડકો ધના હે જેસે જેસે કામ કીનો તેસો દીનેતેકુ ઠામ;
સબ ધરણીકો ધણી હે સુનો એક સહેજાનંદ એજ ગુણાતીતાનંદ;
પાછો પ્રાગજી પીછાનો હે પછે વીપ્રધારી વેસ વીસરે હરીપે હમેસ
શ્રીનગરની માહી હે મુજકો મુલે મોહન મીત્ર,
ઉસકી સુનો સબ રીત ચઉદ બ્રહ્માંડકો પતી હે,
આસઅ પાતાળ રસાતાળ ને વીતાળ રાખી ધરણીકો ધણી હે,
સુનીહો સનેહી સંત બ્રહ્માડકો નાવે અંત કોટીબ્રહ્માડકો પતી હે,
નારદ સંસને મહેસ હાજર રહે છે હમેસ્સ,
એથી બીજા જે અવતાર કેતા કોઇ ના પામે પાર;
એતો પુરૂશોતમપતી હે, દાસ નથુ ગુણગાય ઉરઆનંદ ના સમાય;
હરીજનમાં લાગ્નો દાય ઉલટુ બોલે અન્યાય એવો હરીના હજુરહે,

---

અક્ષરધામેથી આવતારે અવતારના અવતારરે,
સેહેજાનંદ સ્વામી અજ્ઞાનીને નાથ ઓધારવારે,
છપૈયાને સુખ આપીયું ધર્મને ભગતીકુમારરે. સહજા. ૧
મેલ્યા માતાપીતા બન્નેને મેલ્યુ છપૈયાનું સુખરે,

વનફુળ પેહેરી વનવાસ રહયા હે દારૂણ દેહેને દુખરે;

સહજાનંદ. ૨

જપતપ સધાવ્યા સમાધીએરે.
જેવો જગમાં ભક્ત તમારી કહેછે રવજીદાસ વારંરી.

સહજાનંદ. ૩

---

## ગરબી.

એના એજ સૌના સાગર સરવોપરીરે દાઢ.
તેતો પુરવ દેશમાં પ્રગટ થયારે સહુના સુખકારી,

સ્વામી સહજાનંદ.

પછી સોરઠ દેશમાં સ્વામી વીસરયારે,
ગુણવંતીતા ટાળે ભવ ફંદ એના એજ. ૧

વળી મવાના પવિત્ર ભક્ત પ્રાગજીરે,
તેના મધ્યે અક્ષર પુરૂશોતમ સાથ;
આજ વીસરે છે વાલા ગુજરાતમાંરે,
વીપ્ર વેશે શ્રીનગર મોઝાર. એના એજ. ૨

વળી હાલ આજ નવાવાસ પાસમાંરે,
મોહન વીસરે મંદીરની મોઝાર;
નથુ ભગતની અરજી ઉરમાં ધરીરે,
કરો મારો બેડો ભવપાર. એના એજ. ૩

---

## ગરબી બીજી.

એવા અનેક ભગતને મળ્યા માવજીરે,
સહન કરે દુખ પછી થાય સુખ તેતો પ્રગટના પ્રતાપથીરે, ૧

વળી કરમાબાઇનો ખીચડો જમ્યારે, વળી જમ્યા વીદુરની ભાજી
તેતો પણ પ્રગટના પ્રતાપથીરે. ૨
બાઇ સવરીના બોર આરોગીયારે;
વાલે મેલ્યા છપ્પન ભોગ ત્યાગી. તેતો પણ. ૩
નરસીમેહેતા તણાં નાંણા દીધા ગણીરે,
હરીએ ઉડી હરખે કરી. તેતો પણ. ૪
એવા અનેક ભગતને ઓધારીયારે,
તેવો ભગવાન નહીના સમાન. તેતો પણ ૫.
એથી પણ એક આદી અનાદી ર્યારે,
નથુ કે છે સઉના સાગર સમાન. તેતો પણ ૬

---

## ગરબી.

આજ સુખના સીંધુ ઉલટયા દુખ દુર ગયા થયા સુખ;
પુરૂશોતમ પ્રગટ મળ્યારે. ૧
અક્ષરધામ સહીત આંહી આવીયારે વીસરે સંતસભામાં આજ,
સતસંગમાં સંતસંગ થાપીયોરે થાપ્યો એકાન્તીક પાળે આજ.
પુરૂશોતમ. ૨
તેજ મધે મુરતી માહારાજનીરે, નથી અષ્ટભુજ દીવ્યભુજ,
એજ વાત નવી નીત્ય રાખજોરે દાસ નથુ કેછે આવ્યો અંત.
પુરૂશોતમ. ૩

---

## ગરબી.

હવે જીતી બાજી નવ હારીએરે આજ પ્રગટ મળ્યા પુરૂશોતમ,
સંત સાથે સોભતારે. ૧
આસ અવર બીજાની ન રાખોઓરે મળીયા સરવોપરી સહજાનંદ
સંત સાથે શોભતારે. ૨

અક્ષરરૂપે મોહન મન ભાવતારે આજ આવીયા આપણે કાજ;
આતું જામ આપણુ પાસે બેસતારે વળી આપણુ વસીયે તે પાસ
સંત સાથે શોભતારે ૩
દાસ નથુ પાસે વાસ પામતારે વળી સાથે રાખો પાસ ખાસ,
સંત સાથે. ૪

---

## પદ સદર.

વાલો પુરવ દેશમાં પ્રગટ થયારે આજ આવી રહ્યા અમ ગાસ;
અવસર રૂડો આવીયો. ૧
વાલો કોળી કાઢીને વશ કર્યા કંઇક જનમોના પ્રગટ્યાં પુન.
અવસર રૂડો. ૨
ભાવચે સેહેજાનંદ શોભતારે તેમાં આતમ નીસ્યની વાત.
અવસર રૂડો. ૩
કળજુગમાં સતજુગ થાપીરોરે તેમાં સૌને માથે વળી મોડ.
અવસર રૂડો. ૪
દાસ નથુનો ફેરો સફળ થયોરે વળી આવ્યો મોહન વાલે કોલ.
અવસર રૂડો. ૫

---

## પદ રાગ ભવ વાલા લઇ જગુજી.

ભારતખંડના ભાવીકજનો સતસંગી સહુ અરજ મારી ઉર ધરો,
સૌ વીનતી કહુ. ભરતખંડ ૧
દુરલભ આ દેહ ભારતખંડની મહી, તેમાં મળીઆ;
સત સહીત પ્રગટની. ભરતખંડ. ૨
અવસ કામ એટલું જે આશરો કરો સ્વામીનારાયણુ નામથી;
સેજે સીંધુ તરો. ભરતખંડ. ૩
આપ પાસ દાસ નથુ નામતો ખરૂ ગુણુ ગોવીંદના ગાવતાં;
સીંધુ તો સેજે તરૂ. ભરકખંડ. ૪

## છપર છંદ.

પ્રથમ પ્રગટ માહારાજ સધ્ય સહજાનંદ સ્વામી,
ધર્મ ભક્તી સૌ સાથ શ્રાપ દુરવાસા પામી;
સરાપ અનુગ્રહ હીત અવતરે શ્રીજી ઘનશ્યામા,
હરીકૃષ્ણ કોઉ કહત ઔાર સહજાનંદ નામા;
સો અવનીપર આયકે ધર્મ ધામ સ્થાપન કીયો,
સરવોપરી અક્ષરપતી રવજી આય દર્શન દીયો. ૧

---

ધર્મ ધુરીનધર ધીર અવતારના અવતારી,
શેષ સુરેષ હમેસ રહે સનસુખ છડીદારી;
સાસઠ કળા ભરપુર અક્ષરા અંજારજામી,
લઈ મનુષ અવતાર પુર્ણ પ્રીતીને પામી.
પ્રગટ થઇ લીલા રચી અધમજનો ઓધારતા,
રવજી નીરખી લોચને સઉના કાળજ ઠારતા. ૨

---

પ્રગટ પુરશોતમ પ્રથમ નાથ સહજાનંદ જીજે,
ધ્યતો ગુણાતીતુનંદ ઈશ્વરા ઉનકો દીજે
ત્રીય પ્રાગજી પ્રગટ પ્રભુતા ઉનકે અંતર,
ચતુરસ જેઠા ભગત શ્રીજી ઉરવાસ નીરંતર.
જેઠા મોહનકો દેસલે ઐસ્વરતા અખડ ઉરમે રહે,
રવજી ભાગે મોહન પ્રગટ જવરલા ઇજાનીલ હે. ૩

---

સાંખ યોગકર સીધ મોહનકો માંની લીજે,
ગુરૂ હય જેઠાલાલ મહદમોહનકો દીજે;
ઉનકો ગુરૂ હય પ્રાગ પ્રાગ ગુણાતીત સ્વામી,
ઉનકો ગુરૂ ઘનશ્યામ શ્રીજી અંતરકો જામી;
આતમકો તત્વ છીન લીયો જ્ઞાનધ્યાન સંતત કરે,

રવજી સોઈ મોહન પ્રગટ હમેસ દુખ જનકો હરે. ૪

## દોહા.

સંવત ઓગણી તોતેરના પોસ માસ પ્રખ્યાત,
પોસ શુદ એકાદશી પુરણ કીધો પ્રાત,
રવજી હું રચનાર છું પીતા પ્રેમજી નામ,
જ્ઞાતી હું ભાવસાર છું ધરવાળુ મુજ ગામ.
સતસંગી સઉ સાંભળો ગઢડા પાસે ગામ,
ગુરૂ કર્યાં મે જ્ઞાનથી મોહન જેનું નામ.
મેર કરી મોહન ગુરૂ આજ્ઞા દીધી આજ,
પ્રસીધ કર્યો પોતે પછી જે શ્રીજી મહારાજ;
સતસંગી સઉ સ્નેહથી વાંચો આણી વાલ,
રવજી રાજી નીત રહે શ્રીધર્મનો લાલ.

## રાગ કાલીંગડો.

હીરા માણેકને મારે શું કરવું છે,
રાખીને ટેક મારે ભજન કરવું છે;
ગઢીમા વધારયો અક્ષરધામના વાસી,
તે સંતોની સાથે મારે જગ ફરવું છે,
હીરામાણેકને મારે શું કરવું છે. ૧
ગુરૂરે મળ્યા મને મોહન સ્વામીવાલા,
સ્વરૂપ મારે ચીત ધરવું છે;
હીરામાણેકને મારે શું કરવું છે. ૨
સેહેજાનંદ સ્વામીનું નામ સ્મરણ કરી,
તાબે થઇ તેને મારે ફરવું છે
હીરામાણેકને મારે શું કરવું

ભાળી સ્વરૂપ હું તો મોહી રહયો છું,
ઇચ્છુ હરી અક્ષરધામ વીચરવું છે.
હીરામાણેકને મારે શું કરવું છે.

---

## પદ રાગ વંદુ સેહેજાનંદ.

હવે કહુ વાત અનોપમ એક મુજને સાંભરેરે લોલ,
વહુચા હતા હિરાપુરમાં છેક મોહન મુજને મળ્યા લોલ;
સંતોથી બહુ સુખદેણુ ઉમંગ ઉરમાં વહેરે લોલ,
રટતા સહુ સહેજાનંદનું નામ મળી સૌ સાથમાંરે લોલ,
હરી દાસ પ્રભુ નામ ગ્રહો મુજ હાથનેરે લોલ.

---

## રાગ સદર.

લખુંછું વાત બની છે જેવી અથારથ જે બનીરે લોલ;
ક્ષમા ક્ષીલ મોહનભાઇની વાત સુણો કહુ સ્નેહથીરે લોલ;
મીલકત સેહેજાનંદનું નામ અવર નહી ઉચરેરે લોલ,
રાખી ટેક અનોપમ એક ભગત સુનીમાં ફરેરે લોલ.
મનમાં એમને મારા ભગત જરા દુખ નવ લહેરે લોલ,
કહે હરી નામ રહી નીજધામ જે અક્ષર રહેરે લોલ.

---

## ત્રશના વાસે સવૈયા.

વા—ત્રીશ્ના તનકો બડી જારત બીસીયા કુપમે ડારત કૈસે,
ગીરીકે શ્રંગમે કોદી ચઢાવત ડારત ભુતલ પથ્થજેસે;
ધ્યાન ગ્રહી મહી મોકુ ફીરાવત નાચ કરૂ કરે બંદર કૈસે,

તોરો બડો ત્રીશના શુધ મંતર હારે મુની સુરનાથ હમેંજેસે;

---

## સવૈયા.

કોદીન બીસીયા પાન કરાવત કોદીન અમૃત દેહ અહારા,
કોદીન પુષ્પ પલંગ સુવાવત કોદીન કંકર ભોંય પથારા;
કોદીન પાઉસે પંથ કરાવત કોદીન સ્પંદન બાજી સવારા,
એ સોઇ બંગ કરે નીત અંતર કાજકીયે કોને અંગ હમારા.

---

ઉર બડો ઉદમાદ કરે રહી દુરી નહી નીંદમે ભર દેખું,
હાલત ચાલત ઉઠત બેસત ખાવત પીવત મે અવરેખું;
બાલી કરી ખીલતા હમ સંગન લાખનમે નાહી એકમે લેખું;
રે ત્રીષ્ના રવજીકો ફસાવત પાપની અંતર દ્રગથી એખુ.

---

બેઠી ઉરે મેરો કાર્ય બીગારત જપનકો નહી દેત જરાઈ,
સગકો ઉકાલ અહાર ભરે કાલહુકો કહા નાચ નચાઇ;
ચોવનકી તુમી યોવન રેગયે ઓ ત્રષ્ના નાહીં અંતતો આઇ;
ભારી તોરો ભગ હૈ રવજી ઘર ના બનનેકી બડી તે બનાઇ.

---

પીર નાહી ચપળા રહી ઠેકત ઉનસે બેગ અધીક ચલાવે;
જોગીજતી જનજંગમ અમર આદીન કોઇકો અંત ન આવે,
વાસ બડી તેરી કોન કરામત ફંદ મે ડારીકે નીત ફસાવે;
યા ત્રશા બડી આતુરતા તુજ રાજી કરી રવજીકો ડરાવે.

---

## મહારાજની આરતી ધુન રાગ.

નારાયણહરી જેજે નારાયણહરી હરીકૃષ્ણ માહારાજ જેજે હરીકૃષ્ણ
મહારાજ જેજે હરીકૃષ્ણ માહારાજ જેજે હરીકૃષ્ણ માહારાજ.

ભક્તીના નંદ નમુ મુગટ ધારીરે,
ભગતી અખંડ દીધો આનંદકારીરે;
અરજી આ ઉર લીધો મોહન મારીરે, હરી૦ ૧

અક્ષરપતી આનંદ જેજે અક્ષરપતી આનંદ,
જેજે નમુચચ્છીદાનંદ નમીયે ધર્મકુળના છંદ,
જેજે અક્ષરપતી આનંદ જેજે અક્ષરપતી આનંદ.
જેજે અક્ષરપતી આનંદ,
કરૂણાના નાથ તમે લીલા કીધીરે,
શેષસુરેસ નમે વંદે વીધીરે;
આજ્ઞા માને છે અષ્ટનીધીસીધીરે. હરી૦ ૨

જેજે શ્રીજી ઘનસામ જેજે શ્રીજી ઘનસામ;
જેજે શ્રીજી ઘનસામ.

ધરણી ઉપર બાંધ્યાં ધામ રવજી કર્યાં ભગતના કામ,
દુરગપુરીમાં વાલો દર્શન દેતારે,
અક્ષરનું ધામ મળે શ્રીજી કેહેતારે,
મોહન ઉર રાજી રેતારે;
હરીકષ્ણ માહારાજ જેજે હરીકષ્ણ માહારાજ,
સ્વામીનારાયણ સ્વામીનારાયણ,
સ્વામીનારાયણ સ્વામીનારાયણ.

---

## દોહો.

શ્રીજી તોરે ચરણમે સદા નમાવું સીશ,
કરજોડીછે કરગરૂ જાણી શ્રી જુગદીસ;
ત્રાઠયો હું ત્રીતાપથી બાળા દો વીસરામ,
પાહીપાહી પદમાં નમુ ધરણીપતી સુખધામ. ૧
સાંમ વદન મુજશું કહું ભુલ્યો સરવે ભાન,

ભજયા ન ભક્તીનંદને કથા ન સુણી કાન. ૨

---

## રાગ હુંડીનો.

મારી લજયા રાખો ઘનસામરે શ્રીજી અઘહારી,
મારે આજ પડયું છે તમારૂ કામરે ઓથ છે એક તારી;
મારી અરજી સુણીને આજરે આવજો અઘહારી;
સ્વામી સેહેજાનંદ રાખો લાજરે એક છે ઓથ તારી,
ઘર ચણાવા માંડીયું ઘરમાં ન મળે દામ;
લોક કરે છે ઠેકડી મને વાલુ તમારૂ નામરે. શ્રીજી. ૧
અવર નથી ઓળખાણ મારે સ્નેહ તમારી સાથ,
અગીયારસેનો થયો આંકડો મારો હેતે જાલોને હાથરે.
શ્રીજી૦ ૨
સગા કુટંબી સઉ મળી ઘરની પાડે નાય,
મારે તમારો આસરો હવે થાવાની હોય તે થાયરે;
શ્રીજી૦ ૩
સહેજાનંદસ્વામી તમે સૌની પુરો આસ,
દાદાને તમે દર્શન દીધા તેમ મારે વીસવાસરે. શ્રીજી૦ ૪
એ ભલે જેદી આદરી નીંદા કરવા આવ્યો કામ,
ખડગ ઉઘાડુ મારવા થયા ચતુરભુજ શ્રીઘનસામરે.
શ્રીજી૦ ૫
મોહન મોઢે માગતા વરસાવ્યો વરસાદ,
પ્રાગ પર્વતને તારીયા અલબેલા લાવોને યાદ.
શ્રીજી૦ ૬
નોધારાના ઓધાર તમે ભગતવતસલ ભુપ,
અચાનકનો વાલો આવીયા લઈ ટપાલવાળા રુપરે,
શ્રીજી ૭

છનાભાઈ રઘાભાઇ નામનો મનીઓડર છે એક,
રૂપીઆ રોકડા પાનસે લીગો મોહન રાખી ટેકરે.

શ્રીજી૦ ૮

અઈતું તો શું કામ છે બોલ્યા એમ બળવાન,
રૂપીયા ગણી દઈ રોકડા પછે થયા છે અંતરધ્યાનરે;

શ્રીજી૦ ૯

ભાગદીવાળ બેનના પ્રગટથો મોહન પેટ,
કુળ ઉજાળુ હાથીતણુ એતો શ્રીજીને ભજેછે હમેશરે;

શ્રીજી૦ ૧૦

મુગ્નતમણી એ સમે નજરે જોતાં નાથ,
મોહનપદ મસતક ધરૂ એણે હેતે જોડીને હાથરે,

શ્રીજી૦ ૧૧

ફરીએ હુંડી મોકલી મોહન ચડાવી માથ,
મુક્તમણીને વીશ્વાસ થયો તારે હરખે જોડીયા છે હાથરે;

શ્રીજી૦ ૧૨

સેજાનંદસ્વામીએ લાજ રાખી સૌની પુરી આસ,
ભલે મળ્યા ગુરૂમોહન મુજને એમ મણી આવ્યો વીસવાસ.

શ્રીજી૦ ૧૩

---

## દોહા.

સાધુતો સતસંગ નહી દીધુ ન કરથી દાન.
શ્રીહરીની દયા કરનાર તે નહી કોઈ મુજ સમાન. ૧
અઘહારી અશરનશરન શ્રીજી દીનદયાલ,
શ્રીસહજાનંદ શ્રેયકર ગોબ્રાહ્મણ પ્રતીપાળ. ૨
અધમોને ઓધારતા એવા છો તમે નાથ,

નાથ શીસ નમાવું ચરણમાં જોડીને જુગ હાથ. ૩
માતપીતા સ્વામી તમે હું અજ્ઞાની બાળ,
દોષ ન જોશો મુજતણા કરગરૂ થઇ કંગાલ. ૪
ઉગારો તો ઉગરૂ નથી અવરની આસ,
શ્રીજી સરજનહાર છો સમરૂ શ્વાસોશ્વાસ. ૫
બીરદ સંભારી આપનું શ્રીજી કરજો સાર,
ભક્તવત્સલ ભયહરા ભગતી ધર્મ કુમાર. ૬
રવજી મન બીસવાસ લે કર શ્રીજીકો ગાન,
કાલજાલ કટ જાયગો મન રહે નામસતાન. ૭
શ્રીજી ગુના બખસીસ દે એસો ગરીબ નીવાજ,
દાદાકો દર્શન દીયા રવજી રાખી લાજ. ૮
રેનવાસર રવજી રટો ધ્યાને ધર્મકુમાર,
અક્ષર કોલે જાય તો કરદે બેડા પાર. ૯
રવજી મન આનંદ લે કરમત ચીંતા લેશ,
માંહે મોહન શુભ કર્મ છે અક્ષરમુરતી વેસ. ૧૦
રવજી મોહન રીજકે હરે સકલ સંતાપ,
છાંડે સો પીસતાઇધે દેખનીચારી આપ. ૧૧

---

## વાત.

સંવત ૧૯૭૩ માગસર વદી ૧૧ ને દીવસે ભગતશ્રી મોહનભાઇ જે પોતે પોતાના મેડા ઉપરના મંદીર સનમુખ ઉત્તમ વસ્ત્રો ધારીને ગળામાં પુષ્પનો હાર ધારી બીરાજ્યા હતા. ને તેની પાસે પોતાના સીસો જેવા કે રવજીભાઇ ત્થા નથુભાઇ ત્થા ગોબરજી ત્થા માણેકલાલ ત્થા હરીશંકર વીગેરે સૌ મંડળ બેઠેલા હતા. એવે વખતે ભગતે પ્રશ્ન પુછ્યો કે હે ગુરૂ આ આપણા જીવનું કલ્યાણ કેમ થાય ને કલ્યાણના મારગથી ચડેલો ના પડે એ બે પ્રશ્નોના ઉત્તર આપો.

ત્યારે મોહનભગત બોલ્યા જે હરીભગતો એકતો ઉપાસના બીજી આજ્ઞા ત્રીજું મોટા સાધુ સાથે હેત ચોથું શ્રીસહજાનંદ સ્વામી સાથે અખંડ પ્રીતી આચાંર વાતથી જીવનું કલ્યાણ થાય છે. તે આ ચાર વાત સીધ શેણે કરીને થાય છે. છબીજ યોગવાળા જે સંત હોય એના સમાગમે કરીને આ ચાર વાતો સીદ્ધ થાય છે. છબીયોગ તે શું :પોતાના આત્માને અક્ષરરૂપ માનીને પ્રગટ પુરૂશોતમ સેહેજાનંદસ્વામી અખંડ મુરતીમાં જોઈ રયો હોય એવી સીધ દશાવાળો જે પુરૂસ એની સમાગમથી મોક્ષનું દ્વાર ઉઘાડું થાય છે. માટે સતપુરૂષની સરખી સ્થીતી થયા વગર સતપુરૂષનો મહીમાં સમજાતો નથી બીજા પ્રસ્નનો ઉત્તર લખીએ છીએ.

હે સંતો આ સીધ દશાવાળા પુરૂશોનો તથા સંતનો તથા એકાન્તીકનો જે અવગુણ આવે છે. તેણે કરીને પડવાનો ઉપાય છે, આપણે એવા કંઇ અંતરજામી નથી. કે સેહેજાનંદસ્વામી તથા ગુણાતીતાનંદસ્વામી આગળ પાનસો નંદો તેમાં કેટલાક અંતરજામી જેવા હકા. તે અંતરજામીએ એમ કહયું જે કોઇના દોષ જોવા નહી એવું શ્રીસહેજાનંદસ્વામીએ વચનામૃતમાં લખ્યું તે પ્રથમનું બોહોતેરનું વચનામૃત એ વચનામૃતમાં એમ લખે છે. પ્રગટ ભગવાનની વીષે હોય આતમજ્ઞાન પણ હોય પોતાના આતમાને પણ દેખતો હોય પોતાના આતમાને વીશે ભગવાન રહયા તે પણ દેખતો હોય સામાના આતમાને દેખતો હોય તે કરતાં એ ભગવાનને સંત તેને અધીક દેખવા ને તેનો અવગુણ લેવો નહી. આ ઉત્તમે લક્ષણવાળા છે મધ્યમની વાત પ્રગટ ભગવાન નીશ્ચય હોય. આતમાની નીષ્ટાગુણ હોય તો ભગવાનના ભગતપર ઇરસા આવે માટે આ સીધ દશાવાળો નથી. એટલો નીષ્ટાવાળો છે. ને આતમજ્ઞાની છે જેથી અવગુણ આવે છે, અતિ મધ્યમ છે.

---

## કનીષ્ટની વાત.

પ્રતક્ષ ભગવાન નીશ્ચય હોય પણ કેવળ ભગવાન ભગતના દોષજ બોલતા હોય, એ કનીષ્ટ ભગત છે. ભગવાનના ભગતનો જે અવગુણ આવે છે તે લખીયે છીએ.

જે દેહના દોષ જોઇને અવગુણ આવે છે. આતમા સામુ જોતો નથી. જુઓને શંકરના સામું ચીત્રકેતુએ જોયું કે પારવતીને ખોળામાં લઇને બેઠા છે તો તે વત્રાસુર દઈત થયો ને જયવીજય ભગવાનના ધામને પામેલા હતા. તો સનકાદીકના દેહના અવગુણ જોયા તો તે ધામથી પડી ગયા.

માટે આપણે પણ દેહના દોષ જોવા નહી. કોઈ દેહીના અવગુણ કહેતો હોય તો કાનમાં સીસુ રેડવું સારૂ પણ દોષ સાંભળવા નહી માટે કરી ભગવાનના ભગતના દોષ બોલતાં જીભ કાપી નાખવી તે સારૂ પણ દોષ નહી બોલવા. આંખે કરી ભગવાનના દોષ જોવા તેથી માથું છેદવું અગર આંખ ફોડી નાંખવી તે સારૂ પરંતુ દોષ જોવા નહી. કારણ કે દેહનો નાશ થાય છે જીવનો નાશ થતો નથી. ને ભગવાનના ભગતના દોષ કહેથી જીવનો નાશ થાય છે જીવનો નાશ તે શું સ્ત્રી હોય તો રાક્ષસણી થઇ જાય છે પુરૂષ હોય તો રાક્ષસ થાય છે કે હીજડો થાય છે, કે પરવત થાય તો તે જીવનો નાશ થઇ ગયોજ સમજવો. થોડા કાળ જીવવું ને પરલોક બગાડી જાય છે તે આપડો પરલોક ન બગડયાનો થાય છે પંચમાહા પાપનો કરનારનો કોઇ દીવસ છુટકો થાય પણ ભગવાનના ભગતનો દ્રોહ કરવાથી કોઈ દહાડો છુટકો છતોજ નથી. સનકાદીક પ્રતે રામચંદ્રજીએ આવીને કહ્યું જે મારો હાથ તમ જેવા ભગવતીનો દ્રોહ કરે તો હાથ મારા કાપી નાખું તો બીજાની તો વાતજ શી સહજાનંદસ્વામી વચનામૃતમાં કહ્યુ છે જે ૬૦ નામાં છે ભગવાનની ભગતીનો અવગુણનો લેનારો તે તપે જુગત હોય ધરમે જુગત હોય ત્યાગે જુગત હોય ને ચંડાળતે

વીમુખછે એના ઉપરથી મારી રીસ ઉતરતીજ નથી. માટે હે હરીભગતો આ ધ્યાનમાં રાખવા જેવું છે સાધુ તથા એકાન્તીક કોને કહેવા. માંન અપમાન ને સમભાવ સુખદુખમાં સમભાવ તનની ઉપાધી તજે સોઇ સાધુ કહેવાય. દેહના વીશે અમણુધી સમણુધી વીશે મમત બુધી હમમતપણાને ઘાટને ટાળીને પોતાના આતમાને બ્રહ્મરૂપ માનીને સરવે વાસનાઓને ત્યાગ કરીને સધર્મમાં ભગવાનની ભગતી કરે તેને સાધુ કહીએ એવા સાધુ તો હું છું જાતીવરણ આશ્રમ તેનું લેશ માત્રમાં મનથી તમારે પણ તેવા સાધુ થાવું તેની ઉપર મારાજ રાજી થાય છે.

---

## ભગત મોહનભાઇનું જીવનચરીત્ર.

શ્રી ગણેસાઇ નમોનમઃ શ્રીસહજાનદસ્વામી નમોનમાહા.

અક્ષરમુરતી એકાન્તીક ભગત મોહનભાઇનું જીવનચરીત્ર લખીએ છીએ.

અક્ષરમુરતી મોહનભાઇનો જન્મ સંવત ૧૯૪૦ ચૈતર સુદી ૯ ને ચંદ્રવારે રાત્રીએ ઘડીઓ ૭ વ્યતીત થએ સુભયોગને સારી ઘડીકામાં સૌભાગ્યવંતા માતુશ્રી દીવાળીબા ઉદીયાચલ ગીરી પ્રતેથી પોતે એવા જે ભગતરાજ મોહનભાઇનો ઉદય થયો હતો તે વખતે આકાશમાં દેવો દુંદભીના નાદો કરતા હતા ને તે પુષ્પોની વૃષ્ટી કરી હતી ને સુરવધુઓ સઉ હર્ખના ગાણું ગાતી હતી ને વળી તે વખને ઘણા પ્રકારનો વીવીધ વાયુ મંદમંદ સુગંધ ચીતળ વાતો હતો. ને સરવે દીશાઓ સારી ને રળીયામણી જણાતી હતી. ને આનંદ વરતાઈ રહ્યો હતો. ને સુતક્યા ગ્રહમાં ઘણીએ સૌભાગ્ય વામાઓ આવી આંશીરવાદો આપતી હતી ને આનંદનો સાગર ઉભરાઈ નીકળ્યો હતો. ને જનારીજનોથી વીંટાઇને સુતેલા એવા જે માતુ દીવાળીબા પોતાના પુત્રનું ચંદ્રમા સરખુ મુખકમળ જોઇને હરખ પામતો હુવા. ને વાદનાદથી ભુવન ગાજી રહ્યું હતું.

ને વીત વસ્ત્રા વીગેરેના દાનો કરતા હતા ને સઉ દેવતાઓ અદ્રસ રૂપે રહી દરસન કરતા હતા. આ વખતે ભગત મોહનભાઈની છબી ઘણીજ તેજોમય દેખાતી હતી. છઠીને દીવસે જોશીબાવો પધારયા તેણે જન્મોતરી કરી રેખાઓ જોઇ કહી આપ્યું કે આ બાળકની રેખાઓ બહુજ સરસ છે જેથી ઉગ્ર ભાગવાળો થશે ને ઘણા જીવનો ઓધાર કરે તેવા ભગતરાજ થશે ને દુનીઆ આખી તેને સીસ નમાવશે છેવટ દીવ્યદેહ ધારણ કરી મોટો ભાગશાળી થશે પછી ફઇબા રૂમાલ તથા રૂપીઓ લાવી હાજર હતા તેણે પોતાના ભત્રીજાનુ નામ મોહનભાઇ આપી બહુ બહુ આશીરવાદ દેતા હતાં. ત્યાર બાદ મોહનભાઇ પાંચ વરસના થયા ત્યાંથીજ પોતાના રદયમાં ભગતીરૂપી સુર્યના કીરણો પ્રકાસવા લાગ્યાં હતાં. જેમ જેમ ઉમ્મર વધતી ગઈ તેમ તેમ માનુસી ચરીત્ર કરતા થકા અલોકીક માયા જણાવતા હતા પછી તેર વરસની ઉમ્મર તો તેણે ઘણા પ્રકારનું જ્ઞાન ધ્યાન સંપાદન કર્યું.

મોહનભાઈ એ ચાર ભાઈ હતા તેમાં તે પોતે સઉથી નાના હતા પંદર સોળ વરસ પછી તો તેને ભગતીમય થઈ જોગ જપ જપ તપ ધ્યાન સમાધી વીગેરે કરવા લાગ્યા. જ્યારે આવી રીતે ભગતી કરવા માંડી ત્યારે તેમના ભાઇઓ જે હતા તેમને તે સારૂ લાગ્યુ નહી. ને તે મોહનભગતને વઢવાઢ કરી દ્રોહ કરવા લાગ્યા ને ...વા પાડવા માંડી કે અલ્યા મોહન આવા ખોટા ફંદ મેલી દે એ આપડુ કામ નથી છાનોમાંનો ઘરનો ધંધો કર નહીતર અમે તને મારીશું.

આવી રીતે કાયમ પોતાના ભાઇઓ ખીજતા છતાં ભગત મોહનભાઇએ જરાપણ પોતાના મનમાં લેખવ્યું નહી કે જરા પણ અભાવ આણ્યો નહી એક દીવસ તે અક્ષરમુરતી મોહન-ભાઈ એક ઓરડીમાં સમાધી ચડાવીને પોતે બેશી ગયા. આ વાત પોતાના ભાઈ મગનને જાણવામાં આવતા તેણે આવી ધમકી દઈ

કહ્યું જે અલ્યા તું તે ઢોંગ કરે છે. વીગેરે વીગેરે ઘણા ઘણા દુર વચનો કહ્યા અલ્યા તું અમારા કહ્યામાં બીલકુલ રહેતો નથી. તેમ હાકોટા મારવા માંડયા ઘણા કુશબ્દો સાથે કહ્યું જે અમે હવે તુંને મારીશું.

પરંતુ જીતેંદ્રીય ને નીસંસ ને અંતરગામી મન થએલ એવા જે મોહનભગત તો પરથી પરકે એવા જે પ્રગટ પુરૂશોતમ સહજાનંદસ્વામી ભગવાન કેવળ જે પોતાના દીવ્ય ધામમાં કે જ્યાં કોટાનકોટી સુર્યનો પ્રકાસ થઇ રહયો છે ને સુવર્ણ સાથે વૈડુરમણીયોને નીલમરતનોથી ભરપુર રચેલું તેમાં ભવ્ય શીંહાસનપર બીરાજતા મહારાજ શ્રીજી છે તેની સાથે વાતો કરતા હતા. તો તે મોહનભાઇને જવાબ કયાંથી આપે વળી તે ભગત મોહનભાઈ પછી તે મહારાજાધીરાજ શ્રીસહજાનંદ સ્વામીની સાથે વેમાનમાં બેસી ઘણા ઘણા ઘણા લોકમાં વીચરતા હવા. જેવા કે વૈકુંઠ કઈલાસ બ્રહ્મલોક ઇંદ્રલોક ધર્મપુરી નાગલોક ગાંધરવ લોક વીગેરે વીગેરે પોતાની મનેચ્છાએ કરી વીસતરતા હવા.

અહીં તેમના મોટાભાઇ મગન તેણે એક સરપને જાલી તેના ઉપર નાંખ્યો. પણ તે સરપ પ્રદક્ષણા આપી જમણે પગને અંગુઠે માથુ અડકાડી ચાલતો થયો તે ભગતરાજને કંઇપણ અડચણ આવી નહી તો પણ તે મગનને કંઈ સમજવામાં કે જાણવામાં આવ્યું નહી. પછી ઘણો ક્રોધ કરી હાથમાં છરી લઇ મારવા ધસ્યો પરંતુ હાથ ઉભા રહયા પગ હેઠા ચોટી ગયા જેથી લજ્યા યુક્ત થઈ ગયો. પ્રગટ પુરૂશોતમ માહારાજ મોહનભગતને કહેવા લાગ્યા. કે હે વતસ હું તારી ઉપર બહુજ પરસન થયોછું. જેથી હું તુને વર આપુંછું કે હવેથી આવી રીતે તારે દેહદમન કરવું નહી અને તું આવા જે કઠણ સાધનો આદરીસ નહી જે માણુસ ભગવાનમાં હંમેસ પોતાની વરતી રાખી કરે છે તેને દુર્લભ નથી. ને વળી અમો તમારી ઉપર બહુજ રાજી થયા છીએ. વરસ તમે ધ્યાન કરૂ તે બહુ કઠણ સાધન કરૂ અમે રાજી થયા.

તો વરતીને ભગવાનની મુરતીમાં રાખવી ને હવે તમે બાર નીકળીને વાતો કરો. અમે તમને ધ્યાનમાં દર્શન આપીશું તમોને ગ્રાહ્ય તે લીન થયું છે માટે પરકાસ કરો ત્યારે અક્ષરમુરતી મોહનભાઇએ કહયું જે મહારાજ જીવોનું કલ્યાણ થાય એવો અમને વર આપો તો અમો બાર નીકળી વાતો કરીએ પછી શ્રીસહેજાનંદસ્વામી બોલ્યા. જે તમારા દર્શન જે કરશે તેના હું પાપ બાળી નાંખીસ. ને જે જન તમારો ૭ મહીના સતસંગ કરશે છેને હું તમારા દ્વારાએ દર્શન આપીશ વળી તમે પણ જેને વર આપશો તેને અમે પંડે અંતસમે તેડવા જાહશું. એવો અમે વર તથાં આસીરવાદ આપીએ છીએ. વળી કે હે ભગત આ તારા જે તારા દ્રોહ કરે છે ને તને દુખ દે છે તેનાથી તું નીસવંત રેહેજે જરા પણ ફીકર કરીશ નહી. આ પ્રમાણે કહી મહારાજ અંતરધ્યાન થઇ ગયા ને ભગત મોહનભાઇ સમા-ધીથી મુકત થઇ જુવે છે તો પોતાનો ભાઈ મગનના હાથમાં છરી સહવરતમાં સજડ ઝાલેલાં જોયો ને ઘણી દીનતાથી આજીજી કરતો હતો. પછી તેને ત્યાંથી મુકત કીધો આથી તે મગન ઘણોજ ક્રોધે ભરાયો ને અવળાસવળા વીચારો કરવા લાગ્યો. પછી વળી તે મગને તુવેરની દાળમાં જેર નાંખી ખાવા આપીને મારી નાંખ-વાનો વીચાર કીધો. જ્યારે તે દાળ ખાવા માંડી ત્યારે મહારાજે આવીને કહ્યું કે હે વતસ તે દાળ તું ખઇસ નહી તેમાં જેર નાંખેલું છે કે તરત તે મગનને બોલાવી કહયું જે આ દાળમાં જેર નાંખ્યું છે તો તે મગને ના કબુલ થઓ ને માન્યો નહી. પછી તે દાળ લઇ તેમાં થોડા ભાત નાંખી કુતરાને ખવરાયા કે તુરત તે કુતરૂ મરણ પામ્યું હતું. એવી રીતે મહારાજે રક્ષા કરી ત્યારે તે મગન ઘણો સરમાયો ને ભોઠો પડયો પછી ભગત મોહનભાઈ તેને કહેવા લાગ્યા કે હે વીર,

ત્યાર પછી અક્ષરમુરતી મોહનભાઇ કહેવા લાગ્યા કે તું તો આટલા આટલા પરસા જણાવ્યા છતાં તારા સમજવામાં કંઈ

આવ્યું નહી ને દ્રોહ કરયા કરતા તારૂ જ્ઞાન ક્યાં ગયું મહારાજે તુંને કેટલો પ્રતાપ દેખાડયો તો પણ તારા સમજવામાં કંઈ આવ્યું નહી પછી મગન તે આવા અલોકીક પરછા ભાળીને ઘણો સરમાઈ ગયો ને દીનતાથી કહેવા લાગ્યો હે ભાઈ હું ભુલ્યો હવે ક્ષમા માગુછું મે તારી ઉપર બહુજ દ્રોહ કર્યો મને અજ્ઞાનને લીધે કંઈ સમજ પડી નહી હવે ઉપલા જે મે અવગુણો કર્યા તેની ક્ષમા આપ તારી દ્રઢ ભગતી મે જોઈ પછી મોહનભગતે કૃપાકરી કરી પ્રસંન થઈ વાતો કરતા હતા. ને નીસવળ ભગતી ધારણ કરી પોતાના આશ્રીતોમાં વીચરતા હતા. આવા અન્યને એકાન્તીક ભગત એવા જે મોહનભાઈ તેના પ્રતે જે દ્રોહ કરવો એતો નર્કના મેમાન થવા જેવું છે.

નીસપ્રાહી નીસકામી નીરમાની નીસંસની નીરલોભી નીર-અભીમાની નીરદોષ નીસદ્રોહીને નીશામણી જેવા એવા જે મોહન-ભાઈએ બાલ્યાવસ્થામાંથીજ જેણે બ્રહ્મચર્ય પાળેલ ને પારકા ધનને પથર માનેલ ને વીરતીમય થએલ તેને પ્રકૃતીજનો કેટલાક અજ્ઞાને કરીને માનતા નથી. તે પોતાનું કેવળ બુરૂ ઇચ્છે છે ને દ્રોહી થાય છે.

---

## પરચો.

પ્રગટ પુરૂશોતમ શ્રીસહેજાનંદસ્વામી તથા ગુરૂ જેઠાલાલ તે બંનેજણા અક્ષરમુરતી મોહનભાઈને ત્યાં આવ્યા ને આવીને કહ્યું કે મોહનભાઈ તમે અમારી સાથે ચાલો ત્યારે મોહનભગત બોલ્યા મહારાજ ક્યાં જવાની ઇચ્છા રાખો છો ત્યારે મહારાજ તથા ગુરૂજીએ કહ્યું જે વીજીબાને ધામમાં લઈ જવા છે જેથી આપણે ત્રણ જઈ દર્શન આપીને ધામમાં લઈ જઇએ પછી ત્રી મુરતીઓએ માહારાજની સાથે ગયા ને સાથે બીજા ઘણાએ સાધુ

મુનીઓ હતા. તો વીજીબાને દર્શન આપી અક્ષરધામમાં તેઓ ગયા પછી ત્યાંથી સહેજાનંદસ્વામીના દર્શન કરી મોહનભાઈ પોતે એકલા નીકળ્યા તે પ્રક્રતી પુરૂષના લોકમાં આવ્યા ત્યાંથી પ્રધાન પુરૂષના લોકમાં આવ્યા ત્યાંથી ચાર નીરગુણના લોકમાં આવ્યા ત્યાંથી છછ ગુણના લોકમાં થઇ ભરસપતીના લોકમાં આવ્યા ને ત્યાંથી પછી ઇંદ્ર લોકમાં આવ્યા. ને ત્યાંથી વળી તેતરીસકરોડ દેવલોકમાં આવ્યા ત્યાંથી મ્રત્યુ લોકમાં આવી બીરાજતા હતા.

---

## પરસો પહેલો.

સંવત ૧૯૬૬ અસાડ વદી ૧૩ ને વાર બુધવારને દીવસ શ્રી અમદાવાદથી નીકળીને તીર્થો પ્રતે ગમન કરતાં એવા શ્રી પ્રગટ પુરૂશોતમ શ્રી સહેજાનંદસ્વામીના સાક્ષાત ઉપાસીક સંત તથા ભગત જનો તેમને લઇ તીરથ પ્રતે જાતાહવા એવા જે પ્રગટ અક્ષરા મુરતી મોહનભાઈ તેમને હું સાક્ષાત દંડવતને નમસ્કાર કરૂ છું અક્ષર મુરતી મોહનભાઈ પોતાના શીશોને પોતાનો પ્રતાપ જણાવવાને સુખો આપવા સારૂ પોતા દીવ્ય ચરીત્રને માનુસી લીલા વીસતારતા સર્વે મંડળ સહીત પવિત્ર કચ્છ દેશમાં ભુજનગરની વાટે ચમન કરતાહવા તેમાં શ્રીનગર અમદાવાદથી બપોર પછી આઠવાગતાં કાળુપુર પ્રતે જઇ ગાડીમાં સર્વે મંડળ સાથે બીરાજયા તે વખતે પુર્ણ પ્રેમથી પુજા કરનાર સૌ ભગત બાઈ મણીબા પુષ્પોનાહાર પહેરાવીને ચંદન કુકુમ સહીત ભવ્ય ભાલમાં આરસા કરીને પછી પ્રાર્થના સાથે ઘણી નમ્રતાથી શાષ્ટાંગ દંડવત કરીને પછી વર માગતાં હવા કે હે દયા નીધે હે નીસપાપે હે કરૂણાગાર હેભગત ભુશણ હું અબળા છું તો તમારી મારાથી કંઈ શું સેવા બની શકે તેમ નથી, તો મારી કીંચીત પણ સેવા સવીકારશોજી, હે નીસપાપે હું આપને અક્ષરમુરતી માનીને તમારે શર્ણે છું ને અક્ષરમુરતી એવા જે મોહનભાઈ

તમે મારા અબળા ઉપર પ્રસન થાઓ ત્યાર પછી અર્ધ મુહુરત ઉભા રહીને મનોમ્ય આરતી ઉતારતી હવી પછી અક્ષરમુરતી મોહનભાઈએ વર આપ્યો કે હે ભીરૂ હવે અમે તેમને વર આપીએ કે સમાગમ તો સરવે મુક્તોની ભેગાંજ ગણીશું અને વળી સાંભળો કે આ સેવાનું ફળ અમો તમને આગળ આપીશું માટે તમારે નીસંસ રેહેવું.

આજે અમોએ તમને વર આપ્યો તેનું કારણ તમને કોઈ પુછે કે આ શું હશે તેથી મુક્ત થવાનું એ છે જે પ્રથમ તમારે વીશ્નુ ધર્મ હતો ને પાળતા હતાં તો સ્વામીનારાયણના મતને તમે માનતા નહી જેથી આવો મોટો પ્રતાપ બતાવીને પોતાના આશ્રીત કરતા હવા. તો મતવાદીના મતને હરે એવા મોટા પ્રભાવવાળા પ્રગટ પુરૂશોતમ તથા અક્ષર મોહનભાઈ હાલ પોતાની ઉગ્ર ભગતીના પ્રતાપથી સતસંગ પ્રશ્રાવી વીસરતા હવા તેમના સ્વરૂપનો જેને નીશ્ચે થાય તેના સરવે સાધન પુરાં થયાં કેહેવાય.

માટે આ મુકતોના જીવો ઘણા પવિત્ર જોઇને તેમના ઉપર કૃપા કરી તીરથ પ્રતે જવા માટે સૌ સંતાપે લઇ ગાડીમાં પધારયા. હવે અમે તે મુકતોના નામ નોધીએ છીએ તે નીચે પ્રમાણે ગામ ગરાસીયા રવજી તથા સસપરવાળા ઠાકોરશ્રી નથુભગત તથા શ્રીનગરના રહીસ લુવાણા દયારામ તથા મણીબાએ સરવે મુકતો સહીત એવા જે અક્ષરમુરતી મોહનભાઈ આગડાડીમાં બીરાજતા હવા. ચાલતી વખત સરવે મુકતો આચીર વાકયોથી સ્તુતિ કરતા હવા ને તે સૌ મુકતો સાથેજ ગાડીમાં બેશી તીરથ પ્રત્યે ગમન કરતા હવા.

હવે અક્ષરમુરતીએ મોહનભાઈ તથા સહવૃત મુક્તમંડળ અસાડ વદી ૧૪ ને ગુરૂવારને દીવસે સવારના અગીયાર વાગતા નગરશ્રી જામનગર પ્રતે ગમન કરવા હવા ને તે જામનગરમાં સ્વામીનારાયણના મંદીરમાં વીસરતા હવા.

પછી પવિત્ર જળથી એવા જે ભક્તસીરોમણી મોહનભાઈએ

સ્નાનાદીક કરી રહ્યા બાર તે મંદીરમાં પોતે પધારી પવિત્ર કીધુ ને પછી પોતાનું નીત્યકર્મ કરતા હવા.

પછી તે મંદીરના સાધુઓ સાથે વાતો કરતા હવા ત્યાર પછી પોતાના ઉતારા ઉપે આવી સભા કરી એક મુહુરત પ્રયંત વાતો કીધી પછી સૌને જમવાની આજ્ઞા કરતા હવા. જમી રહ્યા પછી પોતે એવા જે અક્ષરમુરતી મોહનભાઈને સૌ મુક્તજનો આગબોટ પ્રતે ગમન કરતા હવા.

ત્યાં જઈ આગબોટમાં દીવસના પાંચ વાગતાને સુમારે મુક્તો સહીત પોતે બીરાજતા હવા. પરંતુ મહારાજની ઇચ્છાથી કોઈ મુકતાને પાણી સાથે લેવાનું સાંભરયું નહી તો આગળ ચાલતા સરવે મુકતોયે ત્રશા લાગી કારણ કે સઉ જન જમીનેજ બેઠા હતા તેથી સઉને બહુજ ત્રસા લાગીને રાત્રીના આઠ વાગ્યાનો અમલ થવા આવ્યો હતો.

ત્યાર પછી તે સઉ મુક્તો એ સમુદરમાંથી પાણી ભરીને મોહોદે માંડયું પરંતુ તે જળ ખારૂ હોવાથી પીવાણું નહી ત્યારે અક્ષરમુરતી એવા જે મોહનભાઈને કહેવા લાગ્યા કહે માહારાજ સઉના કંઠ સુકાય છે તો હવે અમારે પાણી વગર શું કરવું તો પછી આવા દીનતા ભરેલાં વચનો સાંભળીને મોહનભાઈ પોતે કહેવા લાગ્યા કે પ્રગટ મુરતી શ્રીસહજાનંદસ્વામી તથા અમારી મુરતીનો તમો સઉ વીશ્વાસ રાખો કારણ કે ગ્રોક્ષમાં એમ કહેવાય છે કે ચકલી ભગત હતા પણ નેમેરૂ ઉપર જઇ બેઠા તો પણ તેની ભક્તી તથા ભતીપણાની દ્રઢતા જોઈ બ્રહ્માંડ બોળતા ચકલી ભગત હતા પણ તેને પાણી પાયુ તો તેને તો તેના ભગવાનનો વીશ્વાસ હતો તો પાણી પાયુ માટે તમે સઉ પ્રગટ પુરૂશોતમ શ્રીસહજાનંદસ્વામી તથા અક્ષર મોહનભગતનો દ્રઢ આશરો રાખો તો તેમને કેમ પાણી નહી પાય કારણ કે તમારી તેવી દ્રઢતા જોઇને ભગવાન તથા આ સાધુ પાણી પાસે એટલામાં પોતે કહ્યું

કે વિશ્વાસ રાખો તો ત્યારે મુકતોએ કહ્યું કે મહારાજ બહુ સારૂ એમ કહી સરવે મુક્તો પ્રાર્થના કરવા લાગ્યા કે હે નાથ તમે કરો તે ખરૂ વળી રવજીભગત બોલ્યા કે અહીં પાણીનો તો દરીયો ભર્યો છે પણ તે પાણી ખારૂ છે જેથી નકામો ગણાય પરંતુ પીવા જેવું પાણી તો અહીં કયાંથી મળે તેમ છતાં કયાંઈ વાદળુ પણ જણાતું નથી. ને સરવે દીશાઓ ને તારા જગજગાટ કરી રહી છે. એટલું બોલી રવજીભગત સુઈ ગયા ને નીંદ્રાને આધીન થયા પછી અક્ષરમુરતી મોહનભાઈ બોલ્યા કે હે મુકતજનો હવે વરસાદ એક કલાકમાં આવશે જેથી તમે સઉ સાવધ થઇને તમારા લોટા તૈયાર કરી રાખો ફક્ત તમે પાણી પીશો ત્યાં સુધીજ વરસાદ વરસવાનો છે માટે ઉતાવળથી ઝપાટા-બંધ ભરી લેજો વળી જે આ આગબોટમાંથી જે પાણી જવાની પરનાળ છે ત્યાંથી લોટા ભરી લેવા આવું બોલવું સાંભળીને તે આગબોટમાં જે પરદેશી મુસાફરો બેઠા હતા તે હાંસી કરવા લાગ્યા ને બોલતા હવા કે હે ભાઇઓ આવી અમાનીક વાતો તમે કેમ કરો છો. તે વાત અમે તો કાંઇ સાચી માની શકતા નથી ત્યાર પછી તુરતજ આકાશમાં એક વાદળી ચડીને આગ-બોટની માથે આવીને વરસવા લાગી. તો તે વરસાદનું પાણી નથુભાઇ તથા દયારામ ભગત આદે સરવે મુગતો તે પરનાળેથી નીકળતું પાણી લોટામાં ભરી ભરીને પીવા લાગ્યાં. ને વળી એકલોટો ભરી અક્ષરમુરતી એવા જે મોહનભાઈ તેને પણ પાયુ જેથી સરવેની ત્રસા બુજી ને શાન્તીને પામતા હવા ને વળી જે પોતપોતાના લોટા ભરી લેવા લાગ્યા. ને પેલા જે પરદેશી મુસા-ફરો હતા કે જે હાંશી કરતા હતાં તે પોતાની ગફલતથી ને ઈરસાથી નોતા માનતા તે તરસ્યા રહ્યા ને તે આગબોટ આખી રાત રહી બીજે દીવસે એટલે અશાડ વદી ૩૦ ને દીવસે દીવસના બાર વાગતે આગબોટમાંથી ઉતરી પગ રસ્તે ચાલીને મુકામ તુણા સ્ટેસને ગયા ને ત્યાંથી ગામ અંજાર પ્રતે જઇને ત્યાંના મંદીરમાં

સઉ રાતવાસો રહ્યા ને ત્યાંથી નીકળી ગાડીમાં બેશી સઉ શ્રી ભુજનગર પ્રતે જાતા હવા ત્યાં શ્રી સ્વામીનારાયણના વાડીમાં મુકામ કીધો તે પછી હમીચલ્લ તળાવમાં મુકતો સહીત સ્નાન કરી શ્રી સ્વામીનારાયણના મંદીર પ્રતે ગમન કરતા હવા. ને તે ભુજ નગરના મંદીરમાં ઉતારો કરતા હવા.

ને પછી ત્યાં માનુસી ચરીત્ર કરવા લાગ્યા એવા જે મોહનભાઇને પોતાનો પ્રતાપ છુપી રાખવો તે ઉપર છે તાન જેમનું એવા જે મોહનભાઈ પાંચ દીવસ સુધી તો જમ્યા નહી પોતે શ્રીભુજનગરમાં પોતાના આશ્રીત બાઇશ્રી જીવુબા તેમને ઘેર થાળ જમવા જાતા હવા તેથી પોતાના ઉતારા ઉપર જમતા નહી ને પણ મુકતોની પાસેથી ઘડીએક છેટે પણ જાતા નહી છતા જીવુબાને ઘેર થાળ જમતા હવા. આવો જે પોતાનો પ્રતાપ તે મુક્ત શ્રી બાઈ મણીબા તે સાથે જઇને જોતાં હતાં ને પોતાના મુકામ પ્રતે આવી સરવે મુક્ત પ્રતે કેહેવા લાગ્યાં કે અહીં જમતા નથી. તેનું શું કારણ તમો કોઇ જાણતા નથી તે હું સાથે જઉ છું. તેથી હું જાણું છું. ને વળી તેમને શરીરે કસર પણ બીલકુલ નથી. તો પણ ભગત શ્રી દયારામ તે પણ આશંકા કરતા હવા કે આ વાત કરો છો પણ અમો માની શકતા નથી કારણ કે આપણી સાથે આઠે પહોર ભેગા બેશી રહે છે છતા જમવા સારૂ ક્યારે જતા હશો તો તે વાત મનાતી નથી.

પછી મોહનભાઇને પુછ્યું કે આ વાત કરો છો તે તમો મુક્ત શ્રી જીવુબાને ઘેર જમવા સારૂ પધારો છો તો મુક્ત મણીબાઇ પણ તમારી ભેગા આવે છે તો તે બોલતા હવા કે ભગત મણીબાઈ તમોને ખોટું કહે છે કારણકે સરવે મુક્તાને મનાય નહી માટે તેથી મનુસ લીલા પ્રગટ કરતા હશે તે પણ શ્રાવણ સુદ ૯ને દીવસે રાત્રે બાર વાગતે બાઇ મણીબાને ચાનો પ્યાલો ભરી મુક્ત શ્રીજીવુબાને ત્યાં મોકલતાં તે વખતે અમો ઉતરેલા તે મુકામના બારણા તથા બારીઓ તથા જાળીયા અને

દાદરો વીગેરે બંધ કરી સરવે સુતાં હતાં પણ મણીબાઈ ચા લઈ જીવુંબાને પાઈ આવતા હતા તે પણ બાઇ મણીબાઇને આવરણ એકીએ નડવું નહી તે પણ પ્રગટ મુરતી શ્રી મોહનભાઇએ પોતાનો પ્રતાપ જણાવ્યો ત્યાર પછી તે સરવે મુકતો વીસમય પામતા હતા કે આ સરવે જે વાત બને છે તો પણ આપણને તેમાનું કોઇને મહીમા છે નહી હવે તો હદપાર વાત થઇ ગઈ કારણુ કે પરસા ઉપર પરસા થાય તો પણ કોઈ વીચાર કરી જોતા નથી. તો મુક્ત રાત્રીના બાર ઉપર બે વાગતે મણીબાઈ ચા પાઈ આવ્યા તે વખતે પ્રગટ પુરૂષોતમ સહેજાનંદસ્વામી તથા જીવુબાઇને મોહનભાઈના સીસ તે બને દેખી અને તે વખતે માહારાજ પણ એમ કહેતા હતા જે આ મોહનભગત છે તેજ અમારે રહેવાનું ધામ છે. અક્ષર પણ તેજ મુરતી છે તેમ મહારાજે નથુજીને કહ્યું કે આ અક્ષરમુરતી મોહનભાઈ તેમના દ્વારે અમારો અલોકીક પ્રતાપ જણાવી ઘણા ઘણા જીવોને માયાપર કરી અક્ષરધામની પદ્ધી આપી પુરૂષોતમ સરવેના વીશે પધારાવવા છે ને આજે અમારે સેવાનું ધામ અક્ષરમુરતી મોહનભાઈ છે તેમને અમારામાં એક રોમ માત્રનો પણ ફેર છે નહી તેમ સઉ મુકતોને અમોએ અનેકવાર કહ્યું તે એમને કહ્યું ને મુક્તને સાક્ષાત પ્રગટ મુરતી વાત કરે છે ને પોતે સાંભળે છે તે વાત અંતરે લખી લીધી છે.

શ્રાવણ શુદ ૭ ને દીવસે ભુજનગરથી નીકરવાનો વીચાર કર્યો હતો શ્રીનગર અમદાવાદથી ગરાશીયા ભગત શ્રી ગોબરજી તથા માણેકચંદ બે જણ જામનગર આવ્યા હતા. તો તેમને ભુજ આવવું હતું તેથી જામનગર આગબોટ ઉપર આવ્યા પણ આગબોટ ચાલ્યુ નહી તેથી પાછા જામનગર ગયા. ને તેજ રાત્રે મુગતશ્રી ગોબરજીને સમાધીમાં અક્ષરમુરતી મોહનભાઇએ આવી કહ્યું કે અમે શ્રી જામનગર શ્રાવણ શુદ ૯ ને દીવસે સાંજે આવીશું માટે તમો આગબોટમાં બેસશો નહી તેવો પરછો

હોવાજી ગોબરજી તથા માણેકચંદને કહ્યું કે મને મોહનભાઈ દર્શન દઈને કહ્યું કે તમો આજરોજે ભુજનગર આવશો નહી કારણ કે અમો શ્રાવણ શુદ ૯ ની સાજે જામનગર આવીશું તે પરમાણું શુદ ૯ ને દીવસ રાત્રે જામનગર મુક્તો સહીત પધાર્યા.

હવે તે ગોબરજીને નીશ્ચય થયો કે વાત સાચી પણ શ્રી ભુજનગરથી આવતા સમુદ્રમાં બેશી આવ્યા એવા જે મુક્ત સહીત અક્ષર મોહનભાઈ તેમના શરણુ ને સપરસવાના હેતુથી ઉતમત થએલો એવો જે દરીયો તે મરજાદા મુકી તોફાન કરવા લાગ્યો ને આગબોટને આમતેમ ઉછાળતો હતો. તો તે સમુદ્રને ચરણ પરસવાની ઉતકંઠા હતી. ત્યારે મહા પ્રતાપી એવા જે મોહનભાઈ તેણે જમણા પગનો અંગુઠો દરીયાને અડાડતા હતા કે તુરત ઉનમત થએલ એવો જે વારીધી તે પોતાના મોટા ભાગ્ય માની વીશ્રાતી પામતો હવો. પછી મુક્ત સહીત એવા જે મોહનભાઈ પણ શ્રાવણ શુદ ૧૦ ને દીવસ સવારના અગીઆર વાગતે ગાડી પ્રતે આવીને ગાડીમાં બેશી રાજકોટ આવતા હતા તે પણ શ્રાવણ શુદ ૧૦ ને રોજે સાંજના ચાર વાગતે મંદીરમાં મુકામ કરી ત્યાંના મંદીરમાં પાસે ગાદીપતીને ઉતરવાના મુકામમાં પોતે ઉતરતા હવા ને શ્રાવણ શુદ ૧૧ ને દીવસે ભગત શ્રી કૃષ્ણજી વીરાદજીને ત્યાંથી મુક્ત તેડવા સારૂ આવતા પોતે કરસનજી ભાઈના ઘરને વાશે પધાર્યા ને ત્યાં વાતો કરીયુ તો મુક્ત શ્રી કૃષ્ણજીભાઇ એમ બોલતા હતા કે આ અક્ષરમુરતી મોહનભાઈ છે તેમની વાતોથી અમને એવી શાન્તી થાય છે કે અક્ષરમુરતી ગુણાતીતસ્વામી જાણેજ વાતો કરતા હોયજ તો થાતી તેવીજ આજે થાય જે અક્ષર મુરતી મોહનભાઈની વાતોથી અમને થાય છે. એવી રીતે મુક્ત કરસનજીભાઈ બોલતા હતા તે પછી ઘણી નમ્રતાપુર્વકથી આજીજી કરી મોહનભાઇ પ્રત્યે કરસનજીભાઈ બોલતા હવે કે આજરોજે એટલે અમારે ઘરે તમો મુક્ત સહીત દવાદસીને દીવસે જમવા સારૂ પધારો તો ઘણું સારૂ જેથી અમો બહુ રાજી થઇએ આવો

અત્યંત પ્રેમ કરસનજીભાઇનો જોઇને દયાળુ ને શાન્ત સ્વભાવ-વાળા એવા જે મોહનભાઈ પોતાના મુકતો સહીત ઘણા આદરથી ને પુર્ણ પ્રેમથી તે મુક્ત કરશનની તે ઘેર જમવા સારૂ પધારતા હતા પછી મહારાજ મોહનભાઈ જમી રહ્યા પછી મુક્ત સહીત એક પવીત્ર આસન ઉપર બીરાજતા હતા ને મુકતો સહીત સઉને ઘણો આનંદ આપતા હતા પછી ઘણા પ્રેમવાળા ને ઉત્તમ બુધીવાળા સંતસેવાના આતુર એવા જે મુક્ત કરસનજીભાઈએ પ્રગટ-રૂપ એવા જે મોહનભાઇને ઘણી સરધાયે કરીને પુજા કરી કેસર ચંદનને પુષ્પાદીક હારો કંઠમાં પેહેરાવ્યા તે બાદ બીજી ઘણી ધામધુમ કરીને પરસા ન હરતા હતા, આવા જે નીરાભીમાનીને સ્વચ્છ ચીતવાળા મુક્ત કરસનજીનો અઠળક પ્રેમ જોઈ અક્ષરમુરતી એવા જે મોહનભાઈ આશીરવાદ આપતા હતા.

શ્રાવણ સુદી ૧૪ ને દીવસે સ્વામીનારાયણની વાડી વીગેરેમાં ફરીને સરવે તીરથરૂપે કરીને ત્યાં નીવાસ કરતા હતા ને રાત્રી રેહેતા હતા પછી શ્રાવણ વદી ૧ દીવસે નગરશ્રી ગોંડળ પ્રત્યે ગુણાતીતાનંદસ્વામીએ દેહઉચ્છવ કરેલ તે ઠેકાણે દેરી કરેલી ત્યાં પણ મુક્ત સહીત દરસન પધારતા હતા.

પછી ત્યાંથી ચાલતાં સાંજના ગાડીમાં જુનાગઢ પ્રતે ગમન કરતા હતા ને ત્યાંના મંદીરમાં સાધુ એક હતાં તો તેની સાથે ઘણીક વાતો કરીને પછી તે સાધુએ મોહનભાઇનો ઘણો દ્રોહ કર્યો માહારાજે દરસન આપીને કહ્યું કે આવા સતસંગમાં આવીને આવા મોટાઓનો દ્રોહ કરો છો તો જીવનો નાશ થશે કારણ કે તમો તો તેમને ગ્રસ્ત કે પ્રાકત જાણો છો પણ મહારાંજશ્રી સેહેજાનંદસ્વામી નારાયણ કહે કે અક્ષર મોહનભગત છે તેતો અમારે રેહેવાનું ધામ છે ને અમાતી મુરતી અખંડધારી રહ્યા છે માટે આવા મુક્તનો દ્રોહ કરશો તો જીવનો નાશ થશે એવું તમારે નીસ્વ કરો ને માનવું માટે હવે તમો તેમને રાજી થાય તેઃવીરી તે વરતો તો પછી બીજે દીવસે તે સાધુએ મુક્તશ્રી

મોહનભાઇને શાષ્ટાંગદંડવત પ્રણામ કરીને કહ્યું જે મારા થકી તમારો કંઈપણ અપરાધ થયો છે તે તમારી પ્રતે મારી ઘણી ભુલ છે જેથી હું દોસીત કહેવાઉ તો હે દયાળુ હે સસરાસર વ્યાપક હે પ્રગટરૂપ મારી થયેલ ભુલની ક્ષમા કરશો ને મારાથી થયેલ અપરાધની માફી માગું છું તો પછી અક્ષરમુરતી મોહનભાઇ જે કે શાન્તીભુષણ છે તેણે તથાસ્તુ કીધુ ત્યાર પછી તે સાધુ ઘણી સ્તુતી કરવા લાગ્યો.

ત્યાંથી શ્રાવણ વદી ૩ ને દીવસે સવારમાં દસ વાગતે જમી કરી રહ્યા પછી સઉ મુકતો મોહનભગતને કહેવા લાગ્યો અમો ગીરનાર ઉપર જોવા જઇએ ત્યારે મોહનભાઈ બોલ્યા જે તેવા ડુંગરામાં શું જોવું છે જે જોવું છે તેતો તમારા ભેગુંજ છે તો પણ ન માંન્યુ ને સરવે ડુંગર પ્રત્યે જોવા જતા હતા તે મધેથી ભગત ગોબરજી તથા રવજી તથા માણેકચંદ તથા ઠાકોર નથુ ભગત ચારજણ એ ડુંગર જોવા જતા હતા તે છેલ્લી ટુંકે જતા વચમાં રાત રહ્યા ને બીજે દીવસે સવારમાં ઉપર ગયા ત્યાં મહા ભયંકર અલૌકીક એક શબ્દ થયો કે તે સાંભળી ઘણો ડર પામીને પાછા વળ્યા કારણ કે મોહનભાઈની ના કહેવાથી અમો ત્યાં ગયેલ તેથી અમો પાછા વળ્યા પણ એ શબ્દ કરતો મનુસ વાંહે પડયો હતો તો અમો ઘણા ભયથી ત્યાંથી નાશી નીકળ્યા ને વળી ત્યાંના માણસો પણ કહેતા હતા કે ડુંગરપર તો કોઈ રહેતું નથી ને તમોને છાનો ભય દેખાડયો તો પછી વીચાર કરતા જાણ્યું જે મોટાની આજ્ઞા લોપવાથી દુખ પ્રાપ્ત થાય છે શ્રાવણ વદી ૪ ને દીવસે શ્રી ગઢડે જતા હતા તે ગઢપુરના સ્વામીનારાયણના મંદીર વીગેરે સરવે તીર્થોમાં ફરીને ત્યાં રાત રહી ત્યાંથી જ્યારે અક્ષરમુરતી એવા જે મોહનભાઇ ચાલ્યા ત્યારે સર્વ મુકતો બોલ્યા કે મહારાજ હવે આપ સહીત સઉ સારંગપુર ચાલો ત્યાં હનુમાનજીના દરસન કરવા જઇએ તે સાંભળી મોહનભાઈ બોલ્યા જે હે મુગતો સારીગપુર જવું નહી કારણ કે

જે હનુમાનજી આપડે દરશને આવશે એવો મહીમા છે તે પછી મુકતો કોઈ બોલ્યા નહી ને પછી ત્યાંથી વઢવાણ શહેર આવ્યા ને તે વઢવાણના મંદીરમાં વાતો કરી એટલે કોઈ એક હરીભગત સારીંગપુર આવ્યા ને બોલ્યા કે આજે તમો વાતો કરો છો તે ગુણાતીતાનંદસ્વામી તથા ગોપાલાનંદસ્વામી તેજ તમો છો તેજ વાતો કરો છો તો પણ હું તે વાતો સાંભળવા સારૂ આવ્યો છું. તેનું કારણ કે ગઢડામાં મોહનભાઇ બોલ્યા હતા કે હનુમાનજી દર્શને આવશે તો તે વચન સત્ય કરવા સારૂ હનુમાનજી આવ્યા. ને ત્યાંથી ચાલ્યા તે ગામ મુળીયે પધારતા હવા તે મુળીમાં શ્રી જન્માઅષ્ટમીનો સમૈયો કીધો ને પછી ત્યાંથી ચાલ્યા તે અમદાવાદ આવતા હતા આ મણીભાઇને વીનેવર પ્રગટ પુરૂશોતમ સેહેજાનંદસ્વામી તથા મોહનભાઇ બંનેજણ રાત્રીએ બાર વાગતે દીવ્ય સ્વરૂપે થાળ જમતા હતા.

ગામ ડાંગરવાના હાલ જે અક્ષરમુરતી મોહનભાઈ છે તેમના પીતાશ્રી હાથીભાઇના ફઇબા મહા ભગત હતાં જેનું નામ ભગત ચીંતામણીમાં પ્રસીદ્ધ થએલ છે તો તે ફઈબાને ઘેર મહારાજે બહુ પરસાઓ આપ્યા હતા. તે ફઇબાનું નામ જતનબા હતા. તેમના ભાઈ પટેલ રણછોડદાસ ભગવાનદાસજી પોતે અમદાવાદમાં જાટવાડામાં રહેતા હતા ને તે વખતે કોઈ અન્ય ધર્મવાળાઓએ કહ્યું કે ભાઇઓ અમારા જે સ્વધર્મી હોય તે અમારે ત્યાં આવીને જમી જાઓ એટલે કે જેણે અમારી કંઠી બાંધી છે તે સુખે જમવા પધારજો. પરંતુ સ્વામીનારાયણના કંઠીવાળાને જમાડવા નહી તેમ છતા જો કોઇને પણ જમવાની ઇચ્છા હોય તો તે કંઠીને તોડી નાંખીને ખુશીથી આવવું આવી વાત તે પટેલ રણછોડદાસના જાણવામાં આવી ત્યારે તે પટેલ રણછોડદાસે પોતાના ઘરના પઇસા કાઢીને લોટ મણ ૫૦ ના લાડુ કરાવ્યા. પછી સહેરમાં એવા નોતરા ફેરવ્યાં કે જે સ્વામીનારાયણના કંઠી-બાંધા હોય તે અમારે ઘેર જમવા પધારજો તો તેજ દીવસે સઉ સતસંગીયો જમી ગયા.

ત્યાર પછી એવા જે પટેલ રણછોડદાસ પોતાના પુત્ર હાથીભાઇને આંગળીએ વળગાડીને મહારાજના દર્શન કરવા જાતા હવા.

તે વખતે સભામાં ગુણાતીતાનંદસ્વામી તથા ગોપાળાનંદસ્વામિ તથા માહારાજ આદી સરવે બીરાજ્યા હતા. તે વખતે પટેલ રણછોડદાસ પોતાના પુત્ર હાથીભાઇને સાથે લઈ દરસન કરતા હવા.

તેજ વખતે સૌ સંતોએ તથા મહારાજે. માથે હાથ મુકીને વળી બોલ્યાજી હે વત્સ રણછોડદાસ તમે જે સતસંગીઓને જમાડયા તેથી અમો બહુજ રાજી થયા છીએ તે બદલ અમો તમને વર આપીએ છીએ તમારા આ છોકરાને ઘેર એક પુત્ર આવશે. તે મહાભગત થશે ને વળી બહુ નાંમના કાઢશે- ને મારો ઉત્તમ ભગત થઇ મારા સ્વરૂપને પાંમશે એવો અમારો આસીરવાદછે. ત્યાર પછી તે હાથીદાસને પાંચ પુત્રો થયા તેમા સૌથી નાનાપુત્ર જે મોહનભાઇ છે તે મહાન ભગતરાજ થતા હવા તે એવાજે મોહનભાઇ તેરવરસની લગભગ ઉમર થઈ તારથીજ પવીત્ર ભગતીનો રંગ ચડવા લાગ્યો ત્યાર પછી તેણે જે મોહનભાઈએ મહદ વીરતીમય એવાજે જેઠાલાલ પાસેથી કંઠી બંધાવી ઉપદેશ લીધો. ગુરૂ જેઠાલાલે એવો આસીરવાદ આપ્યો જે હે વત્સ તુને આગળ મહારાજ પરસન થાશે. એવો હું મારા વતસલ્ય ભાવથી આસીરવાદ આપુછુ તે પછી એવા જે ભગત મોહનભાઇ ધ્યાન કરવા લાગ્યા એક વખત પલાઠી વાળી આખીરાત ધ્યાનમાં બેસતા હતા તે સવારે ઉઠી નાઈ ધોઇ ભજન હતા. તેવી રીતે ત્રણ વરસ સુધી ધ્યાન કર્યું પણ પોતે કયારે પણ નીદ્રા લીધી નહી ને સદાય શ્રી સહજાનંદસ્વામીની મુરતીને અંતરવાં રાખી રહ્યા હતા. ને પોતે હસે નહીં તેમ ચલેપણ નહીં ને કઠણ સાધન કરવા માંડયું મહારાજે પરથમ પત્ર પેહેલામાં કહ્યું છે કે. સરવે સાધનમાં કઠણ સાધન કયું તો પોતાના મનની વરતી ભગવાંનની મુરતીમાં રાખવી તો તો તેથી કોઇ સાધન કઠણ નથી આતુ કઠણ સાધન

કરવા માટે મહારાજ બહુ રાજીથયા તેને જે વર આપ્યો તેજીવન ચરીત્રમાં લખાયુ છે.

૧૯૭૦ ના પોસ સુદી ૫. ને વાર સોમવારે ગુરૂશ્રી જેઠાલાલજી માંદા હતા ત્યારે હરી ભગતો મંડળ સહીત તેમની પાસે ગયા હતા ત્યારે ભગત મોહનલાઈ તથા ભગત દયારામ તથા ભગત નથુજી તથા ભગત માણેકચંદ તથા ગોબરજી સાથે ગયેલા તે વખતે અમો સઉને બેસારી વાતકરી કે ભાઈયો તમે સરવે અમારા શીશ મોહનભાઈનો સમાગમ કરજો તમોને આગળ જતા મોટો લાભ થશે એમ વાત કરી ત્યારે અમોએ એમ પુછ્યું જે આસા કરસન તથા મગનલાલ તે બંનેજણા. અમોને એમ કહેછે કે તમો મોહનભાઇનો સમાગમ કરશો તો તે વાત સાચીકે કેમ તે તમો અમને કહો તમો અમારા ગુરૂછો માટે પુછીએ છીએ. ત્યારે ગુરૂ જેઠાલાલ એમ બોલ્યાજે શા. કરશન તથા મગનલાલ એ બંનેને અભીમાંન છે માટે તે મોહનભાઇનું વાકુ બોલે તે તમારા આગળ બોલતા હશે. માટે તમારે એમનુ માંનવુ નહીં કારણ કે મોહન ભગત તો ત્રણ વરસસુધી ધ્યાંન કર્યું છે સોટ સાંખનં યોગ છે મોહનભગતે સીધ કરયાં છે. માટે મગનલાલ તથા શા. કરસન તથા તેમના હેતવાળાઓને અમોએ બહુ દીવસ કહ્યું કે મોહન ભગતે સાંખને યોગ શ્રીધ કર્યા છે તો તમો સમાગમ કરજો પણ તે જાડી બુધીવાળા જેવા દેખાવાથી તેમના દેહના દોસ કરયાં કરે છે. માટે જેમને આતમજ્ઞાન બેઠુ હોય તેને દેહના દોસ જુવેજ નહી માહારાજે માઘના ૬૩) તેસઠના પત્રના અમરતમાં એમ કહ્યું છે. બધાયો અમારાં આશ્રીતો સરવે અક્ષરની મુરતીયો છે એવું મેં લાખ લાખવાર કહ્યું હતું તો તે પણ સમજાયુ નહી તેને કહેવાથી ગુરૂના ગુરૂનો દેહ સાજા હતા ત્યારે પાંચ વરસસુધી મોહનભાઇ સમાગમ કરયો હતો પોતે મગનલાલ તથા શા. કરસન તથા તેમના હેતવાળા સરવેને જ્ઞાનની સમજણના બેઠી. ને રહયમાં માંનરહ્યું કે હુ મોટોછુ અને મહા-

રાજતો ૫૫ના અમરતમાં કહ્યું છે કે માંનની ભગતી સૈહુને સારી લાગે છે. અને માંનરહીત તો મીયાજી તથા રતનજી જેવા કોઈક ભગતી કરતા હસે એવાતો ગુરૂ એમ બોલતાજે એવા નીરમાંની મોહનભાઈ છે તમારે શા. કરસન તથા તેના હેતવાળા કોઈનુ તમારે માંનવું નહી ને શીધએ મોહનભાઈનો સમાગમ કરવો, કારણકે ભગવાંન જેને વસ વરતે છે તો બીજાનુ સુકાંમ છે જેના ઉપરભગવાંનને સંત રાજી છે તો અમોપણ રાજી છીએ સોવાર રાજી છીએ વળી ગુણાતીતાનંદસ્વામીની વાતોમાં એવા શબ્દો છે કે આ બે પ્રાગજીભગત તથા જુગાભગત તેવું કહ્યું એમ કહે છે જો આ સરવે એને વીમુખ જાણો છો તો અમો પણ એક વખત પ્રાગજી ભગતને વીમુખ કહ્યા હતા તેતે. એ વીમુખ લોકની આગળ અમોએ વીમુખ કહ્યા પણ ભગવાને તે મોટા સંતને જેના ઉપર બહુ રાજી થયા તેની ઉપર કુરાજી થાતા નથી. એ વાત લોયાના ૧૭) સતરના વચનામૃતમાં લખ્યુંછે. પારસમણીનું કરેલું લોહું સોનું થયું છે કે તે સોનું થયું તે પાછું પારસમણીનું કહેલું તે લોહુ થાતુ નથી તેમ જેને ભગવાન જે સંતને રાજી થઇ ઈશ્વરે આપ્યું તે પાછું લેતા નથી, તથા ઓગણચાલીસ કલ્યાણકારી ગુણો છે તે પાછા લેતા નથી, એવા ગુણ મોહનભગત પાસે છે. અમારા પાંચ ભગતો સીધાત વાત છે માટે તમો સમાગમ કરજો તો મોટો લાભ મળશે તેવી રીતે જે ગુરૂએ કહ્યું તે અંતરે લખ્યું છે. પાંચ ભગતોએ લખાવ્યું છે,

સંવત ૧૯૭૦ પોસ શુદ સાતમના દીવસે અમારા ગુરૂશ્રી જેઠાલાલજીએ દેહ ઓચ્છવ કરયો તે દીવસે અમોને ખબર કોઇએ આપી નહી ત્યારે અમારા ગુરૂશ્રી જેઠાલાલજી અમારે ત્યાં સ્વામીનારાયણના મંદીર પાસે જાટવાડામાં મોહનભગતને દીવ્ય દેહે આવીને કહ્યું કે મે દેહ ઓચ્છવ કરયો છે હું અક્ષરધામમાં જઉછું. માટે તમારા હેતવાળાઓને લઇને તમો જલદીથી રાયપર જાઓ ત્યારે અમોએ ગુરૂને કહ્યું કે કોઈ નહી સંભસાવે ત્યારે ગુરૂ

બોલ્યા જે મગનલાલને તથા સાકળચંદને જે તથા તેમના હેત વાળાએ જે તમારા અવગુણ આવે છે. માટે તમોને નહી સંભળાવે માટે તમો જાવો એમ કહી ગુરૂ અંતરધ્યાન થઇ ગયા.

આવો અલોકીક મહીમા ગુરૂએ જણાવ્યો તે પછી તેમના બારમાને દીવસે રાત્રે સ્વામી શ્રી સહેજાનંદ મહારાજ તથા જેઠાલાલ ગુરૂએ બંને મુરતીઓ રાતે બાર વાગતા આવી મોહનભાઇને જગાડીને વાત કરી કે તમોને નોતરૂ દેવાની ના પાડશે કેણુ તો મગનલાલ તથા સાંકરચંદ એ બંને મળીને એવો ઠરાવ કરયો છે કે મોહનલાલ ભગતને અંહી જમવા બોલાવવા નહી. એવી વાત શ્રી સહેજાનંદસ્વામી તથા જેઠાલાલ બંને એ આ વાત કહી ત્યારે મોહનભાઈ બોલ્યા જે તેજ દીવસે એટલે તેરમાને દીવસે તમારી જુદી રસોઈ કરીને જમવું તમો તથા તમારા મંડળવાળા સરવે હરીભગતો તે સરવે અક્ષર મંડળીને તે સઉને જમવું એવી અમારી આજ્ઞા છે. તે નીરમાનીવાળા નાથ તે માટે તમો અમોને બહુ વાલા છો તે મટી જવાના નથી. કહી મહારાજ તથા ગુરૂએ બેઉ મુરતી મોહનભગતને ઉંડીને બાથમાં ઘાલીને મળીને એવો આશીરવાદ આપ્યો કે તમારામાં બેશીને વાતો કરીશું ને અલોકીક પ્રતાપ ફેલાવીશું.

ત્યાંથી સહેજાનંદસ્વામી તથા જેઠાલાલ તે બંનેએ કહ્યું જે મોહનલાલ ભગત તમે ચાલો અમારી સંગાથે પછી અમો તેમની સાથે ગયા ત્યારે એમ બોલ્યા જે ચાલો સઉને દર્શન દેવા જઇએ અંહીથી ગયા તે દેવલોકમાં ગયા પછી ત્યાંથી ઇંદરના લોક ગયા. પછી બ્રહ્મા લોક પ્રતે જાતા હવા.

પછી ત્યાંથી વઇરાટ લોકમાં ગયા. ત્યાંથી ત્રીલોકમાં નીરગુણચાર ત્યાંથી પરધાન પુરૂષના લોકમાં ગયા. ત્યાંથી પરકરતી પુરૂષના લોકમાં ગયા. ત્યાંથી પછી અક્ષરધામમાં ગયા. ત્યાં ગોપાળાનંદસ્વામી તથા ગુણાતીતાનંદસ્વામી તથા પરવતભાઇ તથા ગોરધનભાઇ

તથા દાદાખાચર તથા જીણાભાઈએ સરવે અક્ષરમુરતીના દર્શન થયા. તથા કોટાનકોટી સુર્ય તથા ચંદ્ર પ્રકાસી રહયા હતા. અમોને મહારાજે દર્શન કરાવ્યા ને મહારાજની મુરતીનું તેજતો અનહદ હતું. પછી મહારાજ પોતાની મુરતીનુ તેજ સમાવીને અમોને કહ્યું જે જુઓ તમે મોહનભગત પૃથ્વી ઉપર જઇને ધર્મજ્ઞાન તથા વઇરાગ ને ભગતી ઉપાસનાને અમારૂ સ્વરૂપને ફેલાવજો ને વાતો કરજો ને તમારો સમાગમ કરશે ને તમારી નીંદા કરે જો તો તેને અમો દર્શન દેશું એવી વાત કરી ત્યાર બાદ મહારાજ બોલ્યા જે વરતાલના ૧૪ ના વચનામૃતમાં લખ્યું તે કે ભગવાનના ભગતનો દ્રોહના કરનાનારાને ભગવાનનું દર્શન થશે નહી એવો સરાપ દીધો છે. વળી જે એવા પંચમહારના પાપનો હોય તો તેને તો કોક દહાડો દર્શન થશે. પરંતુ એવા ભગવાનના ભગતના અવગુણ કરનાર તો કો દીવસ દર્શન થશે થશેજ નહી. ને એવા અવગુણવાળાને જે ધર્મવાળા જાણે છે. તે ધરમવાળા નથી ને આવા ભગવાનનો ભગત હોય તેનો જે ગુણ પણ લેવાવાળા તેને અધરમીજ જાણે છે તે અધરમી નથી તે ઉપર એક તુલસીદાસની સાખી શીખી રાખજો એમ સંરવેને કહ્યું છે અને આ વાત મોહનભગતે તે જે દીવસે બનેલી તેજ દીવસે કરેલી છે. અમે પ્રીય ભગતોને જાણવા સારૂ લખી છે.

---

## પરચા.

અરે અરે ભાઈઓ અણસમજથી આપણે આ આપણો અમુલ રત્નથી વધારે કીંમતનો આ મનુષ્યદેહ અવસાનની રાખ સાથે ભેળી વાયરાથી ઉડાવી આપીએ છીએ. એ કેવી મુર્ખાઇ.

પરંતુ સમજણથી તો આ ક્ષુધા સાગરમાં રહી ઇચ્છીત સુખો લઈ શકીએ છીયે. આ સેહેર અમદાવાદના રહીસ બી ભગત માણીબા કરીને હતાં. તેમણે પોતાનું તનમનને ધન ત્રણેનુ સુખ

ગુરૂસેવામાં અરપણ કરયું હતું ને પોતે કેવળ ભગતીપરાયણ થઇ ગુરૂ મોહનલાલ ભગતની સેવા કરતાં હતાં તે ભગત મણીબા નીરમાનીને નીસ્વીકારી ને નીરસંગ્રહ ને નીતીનીયમ નીસપાપી ને નીરમળ હતાં જો પોતે ગુરૂ મોહનલાલ મને ધામમાં મોકલે છેજ એવો દ્રઢ વીશ્વાસ રાખી જ્ઞાન ધ્યાન ને ગુરૂસેવા કરતાં હતાં ને પોતે આ સંસારમાં અસાર જાણી લોકાપવાદનો ત્યાગ કરી ભક્તી કરતાં ને પ્રેમમગનમાં રહેતાં જેથી એને વારંમવાર મહારાજ દર્શન આપતા કોઇ વખત વળી વઇમાન લઈ તેમાં પ્રગટ પુરૂ-શોતમ સેહેજાનંદસ્વામી ગુરૂ મોહનભગત વીગેરે મોહાન સંતો જેવા કે અક્ષરમુરતી મોહનભાઈ દાદા ખાચર યાદે દીવ્યરૂપ ધારી દર્શન દેતા હવા બાદ તે ભગત મણીબાને આ દુનીયા ફના છે. ને સુખો .ખોટાં છે ને આ જગતની અરૂચી લાવી પોતે દેહ ઉચ્છવ કરવાનો નીસ્ચય કર્યો તેજ દીવસે રાત્રે મહારાજે દર્શન દીધા ને રૂ ૧ રોકડો આપ્યો ને તે મણીબાના દેહઉચ્છવ કરવાની સ્તુતીનો સ્વીકાર કરી અંતરધ્યાન થયા. સ્વારમાં ગુરૂ મોહનભાઇને કહી આપ્યુ જે આજે મહારાજ તથા તમે મને દર્શન દીધાં, હવે મને અક્ષરધામમાં પોહોચાડો ત્યારે .પછી ભગત તથાસ્તુ કહી પોતે મીલમાં જાતા હવા. આ પરસો તેના કહેવાથી ઉતાર્યો છે.

---

## પરચો.

એક સુતાર ભગત મોહનભાઈ કઇડવા કરીને હતા. તે સુતાર રામ ઉપાસીક હતો ને રામચંદ્રની ભગતી કરતો હતો પછી અક્ષરમુરતી એવા જે મોહનભાઇએ તેની સાથે વાતો કરીને શ્રીસ્વામીનારાયણ ભગવાન પ્રગટ પુરૂશોતમ સ્વરૂપનો તથા મુળ અક્ષર મોહનભાઇ પોતે તે બંનેનો નીચે ઠરાવ્યો તો પછી તે સુતાર ભગતને શરીરે બહુ રોગ હતો તો તેનો દેહ પડવાનો દીવસ ૧ બાકી હતો તે દીવસે મોહનભાઇએ તેને વાતો કરીને

તે સુતાર ભગત સાષ્ટાંગ પ્રણામ કરીને પગે લાગી વર માગ્યો કે મારા જીવનો મોક્ષ કર્યો તેનો જીવ ઘણો પવિત્ર જોઇને પ્રગટ પુરૂશોતમ સહેજાનંદસ્વામી તથા પ્રગટ અક્ષરમુરતી મોહનભાઈ આશીરવાદ આપતા હવા. ને બીજે દીવસે તેને દરસન દઇ પોતાનો ઘણો પ્રતાપ જણાવીને તેના દેહ મુકાવી અક્ષરધામમાં મુકી દેતા હતા ને તે સુતાર ભગતનો દેહ પડયાં પહેલાં કલાક એક એટલે દીવસના દસ વાગી ગયા પછી રાતના દસ વાગતે ઘડીયાળ મંગાવી તેમના પીતાને કહ્યું કે મારો દેહ અગીયાર વાગે પડશે તો તેના પીતાએ પુછયું કે તું શાથી જાણે છે તો તે ભગતે એમ કહ્યું કે મારા ગુરૂજી મોહનભાઈ તેમણે મને દર્શન દઈને કહયું કે અમો તને અગીયાર વાગતે અક્ષરધામમાં મુકી દેશું. ને તે પ્રમાણે તે સુતાર ભગત મોહનના પીતા ઘડીયાળ લઈને બેઠલા તો રાતના અગીયાર વાગતાં એટલે પ્રગટ પુરૂશોતમ તથા મોહનભાઈ પોતે દર્શન દઈને અક્ષરધામમાં તે શુતાર ભગતને પોહોચાડતા હતા. તે પ્રમાણે તેને દર્શન દીધા હતા. તેથી આ શુતાર ભગત એવા જે મોહનના પીતાને નીસ્ચય થયો કે સ્વામીનારાયણ ભગવાન છે તે ખરા છે ને તે સમે ભાવનગરના પરભુદાસ તો તે પણ મોહનભાઇનો દ્રોહ કરતા હતા તો તે દ્રોહથી પણ સમૃતી થવાથી મેડે ચડેલો ત્યાંથી પડયો ને તેનો પગ ભાગી ગયો પછી બહુજ હેરાન થવાથી મહારાજની સ્તુતી કરી તો તે પરભુદાસને રાતે [સમાધીમાં દર્શન દઇને કહયું મોહનભગતના દ્રોહથી આ સરવે થયું છે માટે તારા ગુરૂ જે મોહનભાઈ તેમને રાજી કરો તો સરવે દુખોથી રહીત થશો કારણ કે તેમનો દ્રોહ કરયો છે તો મોટો દ્રોહ કરયો માટે તેમને રાજી કરો તો સારૂ થાય માટે આ અક્ષર મોહનભાઇ છે તે અમારૂ સ્વરૂપ છે. એ મોહનદારે આ સુરતી છે તો તેમનો દ્રોહ કરી અક્ષરધામમાં જવું છે તે ક્યાંથી જવાશે. કારણ કે એ સુરતી છે તેતો અક્ષરધામ પમાડે તો પામે નહી તો અક્ષરધામને પામવા કેનેસ

સાધન કરે પણ આ મુરતીને રાજી કરે ત્યારે અક્ષરધામમાં જવાય ને રહેવાય તો તે પ્રમાણે દીવસના નવ વાગતે ભગત મોહનભાઇને આવી દંડવત પ્રણામ કરીને કહ્યું કે હું તમારો ગુનેગાર છું તેમને લોકો કહેતા કે એ તમારો દરોહ કરયો છે. તે પ્રમાણે દીન થઇ કઉ તો મોહનભાઇ રાજી થઈ વર આપો કે અમારો સમાગમ કરીશ તો તારો મોક્ષ કરવો અમારા હાથમાં છે તો પછી તે આશ્રીત થયો તો માહારાજ પ્રગટ પુરૂશોતમ પણ રાજી થયાં ને વર આપ્યો.

ત્યાર પછી શ્રીનગર અમદાવાદના પટેલ હરજીવન ભગત ગામ વરસડ ગયેલા ત્યાંના ભગત હરજીવન કરીને પટેલ તેમનો દેહ પડવાનો સમો થયો તે વખત પ્રગટ પુરૂશોતમ અક્ષરમુરતી મોહનભાઈ તથા ગુરૂશ્રી જેઠાલાલને દર્શન થયા તે વખત અમદાવાદના ભગત હરજીવનને તેમણે કહયું કે મોહનભાઇ તથા માહારાજ પ્રગટ મુરતી તેજોમય મને તેડવા આવ્યા છે તેમને સાક્ષાત દર્શન દેસે. એટલામાં દેહ પડી ગયો તે પરમાણે પરસો દીધો.

---

## પરચો

હવે સને ૧૯૬૭ ના ભાદરવા માસમાં ઠકર લવજી ઝવેર ગામ પીંગડાવાળા શ્રીનગર અમદાવાદના સ્વામીનારાયણના મંદીર ના પાસે નવાવાસમાં રહેવા આવેલા તેમને ભાદરવા વદી ૧૧ ને દીવસે રાતના બાર વાગતે ડાઢ દુખતી હતી. તેને ઘણી પીડા થતી હતી. તે માણુસ પીડાને લીધે બેશી રહેતો હતો તો એવામાં રાતના બાર વાગતાં પોતાની પથારી પાસે એક સ્રીરૂપે માયા આવી હતી તેને જોઈને તે ગભરાઈ ગયો હતો તેવે સમે ભગત શ્રી મોહનભાઈની સમૃતી કરી એટલામાં તુરત તે મોહનભાઈ દીવ્યરૂપે થઈ હાથમાં સોટી લઇ તેને દરસન દઇને પેલી માયાને

ઘણો તીરસકાર કરી એટલે કહ્યું કે હે કતીયા તું આ માણુસને ઘણા દહાડાથી દુખ દેશો પણ હવે તો આ માણુસે અમારો તથા પ્રગટ પુરૂશોતમનો આશ્રય લીધો છે તો હવેથી એ તું કોઈ દીવસ આવી તો તારી બુરાઈ તને નાશ કરશે કારણ કે વળી આ માણુસને તે કોઇ પ્રકારે નડી શકશે નહી કારણ તે અમારો આશ્રીત છે તેમ કહી તેના વાંસામાં સોટીયો મારી તે તેને કાઢી મુકી તે પણ ઠકર લવજી પોતે જાગ્રત હતો તો પોતે દેખતો હવો. પછી માયાને બાર કાઢી કહયું કે ખબરદાર કોઈ દીવસ આવી તો એમ કહી મારતા મારતા પોળ બહાર કાઢી મુકી. ને તે પ્રમાણે તે ભગતે દીઠું તે લખ્યું છે.

---

## પરચો

સંવત ૧૯૬૭ ના માગસર વદી ૧૧ ના રોજ ગરાસીયા શ્રી ગોબરજી નવાવાસમાં રહેવા આવ્યા ત્યારે તેમણે વાસપુજા લેવી હતી તો તે ગરાસીયા ભગતશ્રી ગોબરજી તેમણે વાસપુજા લીધી તો એકાદશીને દીવસે પ્રગટ મુરતી મોહનભાઈને ફરાળ કરાવી આરતી ઉતારી કેસર ચંદનાદીક અરસાકેરી અસ્તુતી કરી સાષ્ટાંગ નમસકાર કરીને પ્રગટ પુરૂશોતમના ભગત થતા હવા. તો ભગતશ્રી ગોબરજીને તે વૃતમાં ન ધરાવ્યા તે સ્વામીનારાયણના આશ્રીત કરતા હવા તે વખતે અક્ષર મોહનભાઈને પણ પ્રગટ પુરૂશોતમની મહીમાની વાતો કરતા હવા. તે વખતે ભગત માણેકચંદ તથા દયારામ તથા મોતીજી તથા છગુજી તથા ગોબરજી તથા બાશ્રી બઇબા તેમાં મોતીજીના ઘરના તથા માતાજી શ્રી કેસાબા તે પણ બેઠેલા તેમાંથી બા શ્રીબઈબાને એમ સંકલ્પ થઓ કે પ્રગટ પુરૂશોતમની તો આરતી ઉતારે પણ આ અક્ષર મોહનભાઈની આરતી કેમ ઉતારી લેવો સંસય થયો તેવો સંકલ્પ આરતી ઉતારતાજ થતો હતો છતા પોતાને ઘેર જઈ ભગતશ્રી મોતીજીભાઈને પુછયું કે પ્રગટ

પુરૂશોતમની આરતી થયા બાદ તે ગોબરજીએ મુળ અક્ષર મોહન-ભાઈની આરતી ઉતારી તો પણ બાઈબા તેનો સંશય થયો તે પછી તેના સંકલ્પમાં સુઈ રહયા. તો પ્રગટ પુરૂશોતમ સાક્ષાત આવી દર્શન દઈને કહેતા હતા કે સંસય કેમ કરો છો આજે અક્ષર મોહનભાઈની આરતી સેવા અરચનાદીક જે કરયું તે મે અંગીકાર કર્યું છે ને તેમની જે સેવાપુજા યાદી કરો છો તે માંરીજ કરો છો અમો છીએ તે એજ છે ને એ છે જે અમો છીએ ને વળી અમારા માને તેમનામાં રોમ માત્રનો ફેર તમારે જાણવો નહી. એવી રીતે પ્રગટ પુરૂશોતમ સહેજાનંદસ્વામીએ કહ્યું તે વખતે બઈબાને સંશય હતો તેનો ખુલાસો થઇ ગયો તે પ્રગટ મુરતીની અસ્તુતી કરીને વચન સત્ય માનતા હતા. ઉપર પ્રમાણે અક્ષરમુરતી એવા જે મોહનભગત છે તેને સઉ સતસંગી ભાઇઓને દર્શન કરવાની જરૂર છે. જે પ્રમાણે પરસો થયો છે તે પરમાણે લખ્યો છે.

---

## પરચો

સંવત ૧૯૬૭ નાં માગસર વદી ૩૦ ને દીવસે બાશ્રી મીરાતબા તે જ્ઞાતે ભાવસાર છે. તે બઈ સાંપુર એટલે દીલ્હી-દરવાજા તરફમાં રહે છે તેમને પ્રગટ મુરતી મોહનભાઇએ તેમને ઘેર જઇને વાતો કરાને સહજાનંદસ્વામી પ્રગટ પુરૂશોતમનો મહીમાને બ્રહ્મભાવ આજ્ઞાઉપાસના વીગેરે ઘણીક વાતો મહીમાની કરી સરવોપરી પ્રતાપ જણાવતા હતા તો તેજ વખતે બાશ્રી મીરત્રબાને તો દ્રઢ નીશ્ચય થયો કે આજે મોહનભાઇ વાતો કરે છે તે માહારાજ બોલે છે તો મોહનભાઇની આગળ પોતે સ્તુતી કરતા-હતા કે હે દયાળુ તમો તો પ્રગટ પુરૂશોતમના સાક્ષાત સંત છો માટે મારો મોક્ષ કરજો એમ સ્તુતી કરી પછી મોહનભાઈએ વર આપ્યો તમો અખંડ અમોને સંભારજો તમોને

અક્ષરધામમાં અમે પોહોચાડીશું માટે વીશ્વાસ રાખી અમોને ને મહારાજને સંભારજો ને સમાગમ કરજો તો તમારો મોક્ષ અમારા હાથમાં છે એમ કહેતા હતા ને તેજ પરમાણે વાતો કરીને પછી પોતાના ઘર તરફ પધારેતા હતા તો બાશ્રી મીરાત-બાને રાત્રે માળા ફેરવતી વખતે પ્રગટ મુરતી મોહનભાઇના તેજો-મય દર્શન થયા ને પોતે આનંદને પામતા થકા પોતાનું ભાગ્ય વખાણવા લાગ્યા ને બહાર પણ તેજ સ્થાને પ્રથમ જે ઠેકાણે વાતો કરતા હતા. તેજ ઠેકાણે પોતે વાતો કરતા હતા તે પ્રમાણે મીરાતબાને પોતાના ઘરમાં સાક્ષાત દર્શન તેજોમય થએલા હતા તે પરચો પણ અતરે લખવાંમાં આવ્યો છે.

---

## પરચો

સંવત ૧૯૬૭ ના પોસ વદી ૪ ને દીવસે પ્રગટ મુરતી મોહનભાઇના ઘરના બીશે કથા થતી હુતી. તે સાંજના સાત વાગેથી કથા શરૂ કરેલી તેમાં વચનામૃતનો પ્રસંગ નીકળ્યો હતો તે પ્રસંગમાંથી પ્રગટ અક્ષર મોહનભાઇ વાતો કરતા ને સાપુરમાં દરબારશ્રી મોતીજીના ઘરને વીશે કથા થાતી હતી કે ત્યાં કથા વંચાતી હતી ને વાતો કરતા હતા. તેવામાં પ્રગટ મુરતી મોહન-ભાઈ દીવ્યદેહે તે કથામાં પધારયા હતા બાશ્રી બઈબા વીગેરેને દર્શન થયાં. અને ભગવાનની વાત કરતા હતા તેમાં પણ કોઈનું ગજુ નહી તેવા શબ્દ નીકળવા માંડયા તો તેજ વખત ભગત બઈબા તથા તથા મીરાતબા વીગેરેએ કહ્યું કે આ વાત કરનાર કોઈ બીજા છે કારણ કે હમેસા વાતો કરે છે પણ આજ તો તેમના ગજા ઉપરવટ શબ્દ નીકળે છે માટે પ્રગટ મુરતી મોહનભાઇ વાતો કરે છે તે તેમજ સરવેને થાતુ હતું.

આ પ્રમાણે થયું ને તેને રાતના અગીયાર વાગતા કથાની સમાપ્તી થઇ તે વખતે પ્રગટ મુરતી મોહનભાઇના દર્શન થયા

ને પોતાને સથાને પધાર્યાં ને પોતે તો નવા વાસમાં પોતાને ઘેર હતા ને ઘેર કથાનો પ્રસંગ હતો ને ઘેર વાતો કરતા હતા પણુ આતો શાપુરમાં પોતે દરશન દઈ સરવે મુક્તોને સુંખ આપ્યુ માટે આવા જે સંત તેનો અવસય સતસંગ કરવાની જરૂર છે.

---

## પરચો

સંવત ૧૯૬૭ ના પોસ વદી ૫ ને રોજ મુક્ત રવજી બને ગામ ગયેલા તે મુક્તશ્રી બઈબા પણુ સાંજના દસ વાગતા દીવો કરવા ઘરમાં જઇ બાર આપી આવ્યા તે વખતે પ્રગટ મુરતી જોવા જે મોહનભાઈ આવીને પુછતા હતા કે બઈબા મોતીજી તથા રવજી તે બેઉ કયાં ગયા તે તેવી રીતે પુછયું તો પુછતામાંજ તેણે કહ્યું કે ગામ ગયા છે તેમ છતાં તેમ થતામાંજ અદ્રસ્ય થઈ ગયા. તો બાશ્રી બઉબા તો માતાજી શ્રી મેરાતબાને પુછયું કે અંહી મોહનભાઇ આવ્યા છે તો તેમણે કહ્યું કે ના અંહીતો આવ્યા નથી. તો બાશ્રી બઈબા તથા મેરાતબા કહે આતો દરશન દેઈ ગયા. તે પ્રમાણે પરસો આપ્યો છે.

---

## પરચો

ભાદરવા વદી ૧૨ દ્વાદસીને દીવસે રાતના અગિયાર વાગતે શ્રીનગર અમદાવાદમાં હનુમાનવાળી પોળ કહે છે તે સુતાર ભગત મોહન દગના ઘરના તેમને ભાદરવા વદી ૧૨ ને દ્વાદસીને દીવસે રાતના અગીયાર વાગતે પોતાના ઘરના આગળ ચાકે આગળથી ઉઠીને ઘરમાં ગયા તે ઘરમાંથી બાઈ દીવાળીબાઇને સાપ કરડયો ને સાગ્ર ચડયો હતો પણુ ઉતરાવવા સારૂ પોળના માણુસો કેટલાક ભેગા થયા ને કહેવા લાગ્યા કે ચાલો સાપ ઉતરાવીએ તો પણુ તે બાઈ દીવાળીબા કે મારે તો પ્રગટ પુરૂશોતમનો તથા અક્ષર મુરતી મોહનભાઇનો આસરો છે ચાહે તો દેહ પડો અગર

દેહ રહો તો પણ મારે સાપ ઉતરાવવો નથી. આવી દ્રઢતા પોતે રાખી રહયાં તે વખત પ્રગટ પુરૂશોતમ સંહેજાનંદસ્વામી તથા મોહનભાઈના દરસન થયા ને કહ્યું કે તમોને કંઈ થાશે નહી માટે સુખેની તમે અમારૂ ભજન કરજો તેમ કહી દરસન આપી ચાલી નીકળ્યા માટે જે દ્રઢતાને વીશ્વાસ છે તેને મહારાજ અવસ્ય દરસન આપે છે ને એવા મારા પુજ્યનીક અન્યન ભગતરાજ મોહનભાઈ તે પણ અલૌકીક પરસા આ જમાનામાં આપે છે જેથી હરીભગતોને એવા સંતના દરસન અવસ્ય કરવા ને વાતો સાંભળવી જોઇએ.

---

## પરચો.

વળી શ્રીનગર પાસે સરસપુરના રહીસ ભગત ઠાકોરશ્રી નથુભગત તેમને મોહનભાઈને સમાગમ કરવા આવેલા તે દીવસ એટલે આસો શુદ ૧૧ ની રાત્રે અગીયાર વાગતે સસપરમા પોતાને ઘેર ગયા પછી તે પોતે સુઈ રહ્યા પણ તેમને આખી રાત્રી સવારના છ વાગતા સુધી મોહનભાઇભાઈની મુરતી તથા પ્રગટ પુરૂશોતમ બને મુરતીઓ અનંત કોટી સુર્ય તથા ચંદ્રના પ્રકાશ સરખી પ્રકાસમાન દેખાતી હતી. ને વળી આસો શુદ ૧૩ ને દીવસે રાતના આઠ વાગતે મોહનભાઈના ઘરે વીગે સરવે મુક્ત બેઠા હતા. ને વચનામૃત તથા કીરતન વીગેરેનો પ્રસગ ચાલતો હતો ભગત સુતાર મોહન તથા તેમના ઘરના બને સમાગમમાં આવ્યા હતાં તેમાથી રાતના નવ વાગતે તેમના ઘરના બાને પણ મોહનભાઈની સેવા કરવા સારૂ પોતે ગયા તો તેમને ભગતે કોઈ સાન કરી રોકયાં તો તેમને તો ઘણો ઘણો પ્રેમ હતો પણ કોઇ ભગતને લોક લાજ આડી ફરી તેથી રોકયા ને પછી બને સમાગમ કરીને ઘેર ગયા તો પછી ઘેર પણ રાતના અગીયાર વાગતા સુઈ રહ્યા ત્યાર પછી મોહનભાઈ દીવ્ય દેહે તેમને ઘેર ગયા હતા

ભગત તથા તેમના ઘરના બંને મળીને ઘણી વાર સુધી સેવા કરી તે રાતના બાર ઉપર બે વાગતાં સુધી તે પણ બંને જણના કહેવાથી આ પરસો લખેલો છે.

---

## પરચો

૧૯૬૭ ના કારતક વદી ૨ ના રોજ સવારમાં સાત વાગતાં મંદીરમાં આવ્યા પછી આઠ વાગે આરતીના દર્શન કરીને ઘેર જતી વખતે ભગત ગોબરજી ભગવાનજીને આ ભગત કહેતાં પ્રગટ પુરૂશોતમના સાક્ષાત ઉપાસક સંતને આ સંત ગોબરજી નવાવાસમાં સામીનારાયણના મંદીર પાસે રહે છે. તેમણે સ્વામીનારાયણના મંદીર પાસે મંદીરમાં પ્રગટ મુરતી અક્ષરમુરતી મોહનભાઇ તેમને ગોબરજી ભગતે પ્રશ્ન પુછ્યો કે આપણે ને પ્રગટ ભગવાન સહેજાનંદસ્વામીની વીશે પ્રગટ પુરૂશોતમના સાક્ષાત ઉપાસક સંતને વીશે છે તો દીવ્ય ભાવ પણ મનુષ્યભાવ કેમ રહી જાય છે. એ પ્રશ્ન કહેતાં અક્ષર મુરતી મોહનભાઇ પ્રશ્નનો ઉત્તર કરતા હવા કે ભગવાનને તત્વે સહીત પણ ન સમજવા ને તત્વે રહીત પણ ન સમજવા ને તેમ સમજે છે તે પાપી છે તે પ્રમાણે વચનામૃતમાં ૧૭ નામાં કહ્યું છે માટે ભગવાનની મુરતી છે તે સાકરના રસની છે આપણએ મહારાજ પ્રગટ મળ્યા છે તથા સંત પ્રગટ મળ્યા છે તેમને વીશે તે મનુષ્ય ભાવતો લેશ નથી પણ જીવના કલ્યાણને અરથે ભાસે છે પણ આ મુરતીયો છે તેમાં ત્યાગ ભાગ કરવા જેવું છે નહી, પ્રગટ મુરતીઓ મલી છે તેતો તેમના એક એક રોમ પ્રત્યે અનંતકોટી સુર્ય તથા ચંદ્રમાના સરખો પ્રકાસ છે પણ પોતાના સંતને સુખ આપવા સારૂ તથા સંતોને દીવ્યરૂપ કરયા છે માટે પોતે મનુષ્ય જેવા થઇને સર્વનું મુક્તોને સુખ આપે છે તે સેવા અંગીકાર કરે છે. આ પ્રમાણે ઉત્તર કરતા હવા તો મુક્તે શ્રી ગોબરજીનો પ્રગટમુરતીની

સમૃતી કરતા કરતા પોતાના સ્થાન પ્રતે ગમન કરતા હવા. આ પ્રશ્ન પુછયું હતું તે વખતે ભગતરાજશ્રી સવજીદાસ ઠાકોર નથુદાસ અમદાવાદના તે પ્રશ્ન પુછીને મુક્ત ગોબરજીને સમૃતીનો આલોચ હોવાથી રાતના બાર ઉપર એક વાગતે પ્રગટ પુરૂશોતમ સહેજાનંદસ્વામી ત્થા અક્ષરમુરતી મોહનભાઈ આ બંને મુરતીઓને પોતાના ચૈતન વીશે સમાધીમાં પ્રકાશમાં ન દેખાતા હવા. તે પ્રકાસ કેવો હતો બ્રહ્માંડ બધામાં મુરતીઓનુંજ તેજ છાઈ રહેલું હતું. કારણુ કે કોઇ આ શંકા કરે તે કેવું છે તો ઘરમાં અજવાળુ થયું હશે એટલો તો ઉત્તર કેના બધા બ્રહ્માંડમાં જ્યાંજ્યાં દ્રષ્ટી નીચંતા અનંત સુર્ય અનત ચંદ્ર સરખુ તેજ તો દેખાતું હતું પણ આ પ્રગટ મુરતીઓ સામી દ્રષ્ટી રાખી રહ્યા હતા. પછી પ્રગટ પુરૂશોતમ સહજાનંદસ્વામી કહેતા હતા કે ભગતરાજ જેવો અમારો પ્રતાપ ઇશ્વરય લાવણ્યતા છે તેવોને તેવોજ આ અક્ષરમુરતી મોહનભાઇનો પણ છે. એમ સમજજો કારણ કે આ મુરતી ને આ મુરતીમાં કહેતા અક્ષર મોહનભગત માને અમારામાં એક રોમ માત્રનો ફેર નથી. આ સત્ય છે.

તમે તેમને સંત જાણો છો ને મને ભગવાન જાણો છો પણ હું ભગવાન તો સંત પણ ભગવાન જેવા કારણ કે એમ કહ્યું છે કે સત જાણજો. મારી મુરતી એમ સતની એમ સંતની સરવે ઇંદ્રીયોમાં ભગવાન રહ્યા છે માટે તે પણ ભગવાન જેવા કહેવાય, કારણ કે ભગવાનથી થાય તે સંતથી થાય એમ કહ્યું છે આ પ્રમાણે થયું તે લખ્યું છે કારતક વદી ૨ ને દીવસ વળી બીજો પરચો લખીયે છીએ.

---

## પરચા.

દરબારશ્રી રવજીભગત માધવજીભાઈના ભાણેજ રવજી તે સાપુરમાં રંગમોહોલમાં રેતા હતા રવજીભગતને શરીરે મંદવાડ

થયો હતો તો તેવામાં સરવેએ એમ વીચાર કરયો કે આ વખતે માતાજી કેસાબા આંહી હોત તો રવજીભગતની સેવા કરત એમ કરી ઠરાવ કરયો કાગળ લખ્યો તે કાગળ તો ગામ ખારેજમાં દરબારશ્રી રણછોડજી મુળજીને બીજે દીવસે તે કાગળ તેને પોહોચ્યો હશે પણ બાશ્રી કેસાબાને તો કાગળ લખો તેજ દીવસે રાત્રે દસ વાગતે નીતનીયમની માળીઓ કરતા હતા તો તેવામાં પ્રગટ પુરૂશોતમ સહજાનંદસ્વામી તથા અક્ષરમુરતી મોહનભાઈ જણ બે તેજોમય દેખાયા કહેત દર્શન દઈ કહ્યું કે કેસાબા તમે અમદાવાદ ચાલો કારણ કે તમારા ભાણેજ રવજીભગતને શરીરે મંદવાડ છે તો તમે અમદાવાદ ચાલો એમ કહી દરસન આપી અદ્રસ થઇ ગયા. ને માતાજી કેસાબાએ દરશન કરી અસતુતી કરી કે હે માહારાજ મારા ઉપર ક્રપા કરી મને દરશન દીધા તે બહુજ સારૂ કીધુ ને તમારા કહેવાથી અમો પણ સવારમાં અમદાવાદ આવીશું કારણ કે મહારાજે તથા મોહનભાઈએ કહ્યું કે ચાલો તેજ વખત માતાજી કેસાબા કહેતા હતા કે હું સાલો પહેરી તથા માળા લેઇ આવુંછું એટલામાં બંને મુરતીઓ અદ્રસ થઈ ગઇ પછી માતાજી કેસાબા તો બીજે દીવસે સવારમાં અમદાવાદ આવ્યા ને આ પરસાની વાત કરી તેથી આ થએલો પરસો ઉતારી લીધો છે તે ભગતરાજ રવજીભગતને પણ મહારાજે પ્રગટ પુરૂશોતમ તથા અક્ષરમુરતી મોહનભાઇએ પોતે ત્યાં આવી દરસન દેઈ વર આપ્યા કે સારૂ થશે તોતો પછી સુવાણુ આવીને સઉજન હરખ પામતા હવા ઈતી.

---

## પરચો

સંવત ૧૯૬૭ નાં કારતક વદી ૪ ની રાત્રે મુકત શ્રી દયારામ સાંજના છ વાગતે સુતા પછી બે કલાકે પ્રગટ પુરૂશોતમ સહજાનંદસ્વામી સભા કરીને બેઠા હતા ત્યાં જઈ બેઠા પછી

એક સાધુએ પ્રશ્ન પુછ્યો કે તમો કોના સીસ છો જે આટલું બધું ધ્યાન કરો છો તે તમારા ગુરૂ કોણ છે તો તે મુકત દયારામે એમ કહ્યું કે પ્રગટ અક્ષરમુરતી મોહનભાઈ છે તે અમારા ગુરૂ છે ત્યારે તે સ્વામીએ કહ્યું જે તે કેવા સમરથ છે તો જવાબ આપ્યો કે અમને તે મુરતી મળી છે તેનો કોઈ પાર પામી શકે તેમ નથી ત્યારે તે સાધુએ કહ્યું કે તમે કહોછો તે મોહનભગત ક્યા છે તો તેણે કહ્યું કે આ આવ્યા પુછવું હોય તો પુછો તો પછી મોહનભાઈ આવી સભામાં બેઠા ત્યારે તે સાધુયે પુછ્યું કે તમો કેવા સમરથ છો ત્યારે મોહનભાઇએ કહ્યું અમારો મહીમા પ્રગટ પુરૂશોતમ સહેજાનંદસ્વામી જાણે ને મહારાજનો મહીમા અમે જાણીએ પછી બીજા સાધુએ કહ્યું કે તમે દુરવાસા જેવા સમરથ છો ત્યારે મોહન ભાઇ કહે કે સ્વામીનારાયણ જાણે ને તે પછી એ સંતે કહ્યું કે તમો સવાસો થાળ જમો તેમ છો પછી મોહન ભાઈ કહે તમે શું જમાડો છો નો તે સાધુ કહે તમને છ મણ દુધ પાવું છે તે કાલ સભાની વખતે લાવીશું તો મોહન ભાઈ કહે બહુ સારૂ, લાવજો એમ કહી સરવે ઉઠી ગયા. પછી સવારમાં સભા થઈ તો પ્રગટ પુરૂશોતમ સહજાનંદ સ્વામી આવી બીરાજ્યા તથા સરવે સભા થઇ પછી મોહનભાઇ પ્રતે આવી બોલ્યા કે લાવો દુધ ક્યાં છે તો તે સંતે દુધની ગોળીયો તગબે ભરીને સભા વીશે મુકેલી હતી. તે બતાવી કહ્યું કે આ બંને ગોળીયોમાં દુધ માણી છે તે પી જાવ પછી મોહનભાઇ બોલ્યા કે તમો સરવે ધ્યાનમાં બેસો કહેતા આંખો મીચી જાવ તો સરવે સભાએ સાથેજ આંખો મીચી તો ગોળીઓ બંનેનું દુધ પી ગયા તો પછી સરવેએ આંખ્યો ઉઘાડી ને જોયું તો ગોળીયોમાં દુધ નથી તો સરવેએ કહ્યું જે એવા સમરથ છો તો અઉતે સમાધી કેમ કરાવતા નથી કહેતા પોતે દ્રષ્ટી કરી તો તે સભાએ સામું જોયું કે તુરત સમાધી થતી હતી ને સરવે સમાધીમાંથી બાર આવ્યા તે વખતે પ્રગટ

પુરૂશોતમ સહજાનંદસ્વામી કહે કે આ અક્ષરમુરતી મોહનભાઈ તેમના દ્વારે અમારો પ્રતાપ જણાવ્યો છે એમ કહી સરવે ઉઠી નીકળ્યા ને આજ્ઞા કરતા હતા ઈતી સંપુરણ આ વાત સરવે દયારામની સમાધીમાં થઈ છે તે અતરે લખી છે.

---

## પરચો

સંવત ૧૯૬૭ ના ફાગણ શુદ ૧૫ ની લગભગમાં લોક કહેતા હતાં કે અગનોતરો કાળ પડશે ત્યારે અક્ષરમુરતી મોહનભગતે કહ્યું કે દાળ પડવાનો નથી. તો પણ કોઇ માનતું નહી હતું તો પછી અગનોતરમાં ખુબ વરસાદ થયો ને ત્યારે સઉ જનોએ માન્ય કર્યું. ઈતિ.

---

## પરચો.

બાશ્રી મણીબા લાલશંકરની દીકરીને ઘેર અમદાવાદમાં મોહનભાઈ ગયા હતા ત્યારે ઘણી વાતો કરીને મોહનભાઇ વાત કરીને મોહનભાઇ પોતાના ઘરમાં આવ્યા પછી તેજોમય દર્શન થયા તેથી તેને નીશ્ચય થયો. ઈતિ.

---

## પરચો.

સંવત ૧૯૬૮ આસો શુદ ૪ ને સોમવારના રાતના સાડા-બાર વાગે ભગત માણેકચંદને ઘેર પોતે મહારાજનુ ધ્યાન કરતા હતા ત્યારે પ્રગટ પુરૂશોત તે વખતે સહુ સભા આવીને પ્રાટ ઉપર બીરાજમાન થયા તથા સેજાનંદસ્વામી દીવ્ય સરૂપે સરવે સંતોની સભા ભરાઇને બેઠી હતી તે વખતે પ્રગટ પુરૂશોતમની કોટમાં ગુલાબ પુષ્પનો હાર હતો તે વખતે ભગત માણેકચંદ દંડવત કરીને બોલ્યા કે પ્રગટ પુરૂશોતમે એમ કહ્યું કે અમો તમારા ઉપર રાજી છીએ ત્યાર પછી પ્રગટ પુરૂશોતમના એકાન્તીક

સંત મોહનભાઈ આવીને બેઠા એટલે દીવ્યરૂપે પ્રગટ પુરૂશોતમ બોલ્યા કે આ સંતમાં ને અમારામાં એક રોમ માત્રનો પણ ફેર નથી એનું કારણ કે અમોને અખંડ ધરી રહયા છે માટે એમની ચંદન પુષ્પના હારથી પુંજા કરો ત્યારે માણેકચંદ ભગતે કહ્યા પ્રમાણે પુંજા કરીને સરવેને દંડવૃત કરીને બેઠા ત્યારે સંતે કહ્યું કે તમારા કોટી ગુના માફ છે અમે તમારા ઉપર રાજી છીએ એમ કહીને મોહનભાઇ અંતરધયાન થઇ ગયા એટલે માણેકચંદ ભગતે પ્રગટ પુરૂશોતમને કહ્યું મહારાજ રસોઇ તૈયાર છે. માટે જમવા પધારો ત્યારે પ્રગટ પુરૂશોતમ એમ બોલ્યા કે અમો નહી જમીયે કારણ કે અમારૂ જે સ્વરૂપ મોહનભગત તેમને રાજી કરશો ત્યારે જમીશું એમ કહીને પ્રગટ પુરૂશોતમ બોલ્યા કે આપણામાં જે દોષ હોય તે તેમ દોષ મુકવા સારૂ મોટા સંત વાત કરે જે લોભ કામ સ્વાર્થ માન વીગરે જે દોષ હોય તો મોટાના કહયા પ્રમાણે મુકી દેવા તોજ મોટા સંત રાજી થાય ને દેહે કરીને ભગવાનને સંતની સેવા કરો ને માફી માગો કે મારામાં જેદોષ હોય તે ખીજાઓ એવી રીતે તમે જઇને માફી માગો ને જ્યારે મોટા સંત રાજી થાશે ત્યારે અમો જમીશું એમ કહીને પ્રગટ પુરૂશોતમ તથા સંત અંતરધ્યાન થઇ ગયા. ઉપર પ્રમાણે પરસો થયો તે ભગતના કહેવાથી લખ્યો છે.

---

## પરચો.

સંવત ૧૯૬૮ ના અ.સો શુદ ૫ ને મંગળવારની રાતરે બાઇ મણીબાને મોહનભગતે સમાધી કરાવી તેમાં મોહનભગતની મુરતીને સેહેજાનંદસ્વામીની મુરતી દેખાડી હતી ને તેમાંથી તેજ છુટયું જે બ્રહ્માંડમાં તેજ છવાઇ રહયું તે પ્રથમના વચનામૃત ૨૫ મામાં જેમ લાડકીબાઇએ તેજ જોઇને બુમ પાડીને તે બીના તેમ મણીબા પણ તેજને જોઇને બીની પછી બીજે દીવસે આવીને મોહનભાઇને કહયું કે મને તમારી મુરતી તથા મહારાજની

મુરતી સમાધીમાં તેન્ત્રેમય દેખાણી એમ કહ્યું પણ બીક લાગી તે વાત કરી નહી ત્યારે મોહનભગતે એમ કહ્યું જે પ્રથ્વી જેવડું નગારૂં હોય ને મેરૂ જેવડો ડંકો હોય ને અનંત વૈરાટ વગાડનારા હોય ને તેના જેવડી ગરજના થાય તેવા પ્રગટ પુરૂશોતમ સહેજાનંદસ્વામીના જમણા પગના અંગુઠામાં પરમંદ નાદ સંભળાય છે એમ કહ્યું એટલે મહાભક્તોએ કહ્યું કે તે તેજ જોઈને તમો બીના હશો તે વાત મે તમોને કહી નોહોતી પછી મણીબા બોલ્યા કે એ વાત ખરી છે હું બીની હતી પણ તમે તો મારા અંતસકરણની વાત કહી દીધી એમ મણીબાએ મોહનભગતને કહ્યું કે ઉપરનો પરછો જે પ્રમાણે થયો છે તે તેજ પ્રમાણે ઉતાલયો છે. ઇતિ.

---

## પરચો.

સં. ૧૯૬૯ પોસસુદ ૯ ના રોજ ગામ મધ્યે ભગત દીવાળી બાને પરોઢના ચાર વાગતે પ્રગટ પુરૂષોતમે સહેજાનંદસ્વામી ને મોહનભાઇએ દરસન દીધા ત્યારે દીવાળીએ મોહનભગતને પુછતા હતા કે આપ પરોઢીયામાં કેમ પધારયા ત્યારે મોહનભાઈ બોલ્યા કે મંગળાના દર્શન વેળા થાય તે સારૂ મહારાજ ઉઘાડા શરીરે દર્શન દીધા ને દર્શન કરીને દીવાળીબા આનંદ પામતા હવા આ બંને મુરતીઓના પરસા દીવાળીબાના કહેવાથી ઉતારયો છે.

---

## પરચો.

સંવત ૧૯૬૯ ના પોસ શુદ ૧૧ ને રોજ ગામડાકોરમાં દીવાળીબા તેમના બેનને ઘેર ઉતરયા હતા તે વખતમાં પ્રગટ પુરૂશોતમ મોહનભગત વઇમાન લઇને સાધુ સંત સરવે ને લઈ ને દરસન દીધા તે આશન આપીને પધરાવ્યા તે પગે લાગ્યાતે વખતે ગામના

કેટલાક માણસો એ પ્રગટ પુરૂષોતમ તથા સરવે સંતના દરસન કરીને આ ચર્ચ પાંમતા હવા પછી ત્યાંથી સદ્દીતને દરસન દઇને અંતર ધ્યાન થઈ ગયા તથા પોસ વદી ૨ ના રોજ દીવાળી બાના પહોળમાં તેમની કાકીને ઘેર મોહુન ભગત ગાડીમાં બેસીને પુષ્પનાહાર તથા ગજરા પહેરેલા હતા તો ત્યાં પુછતા પુછતા ગયા ને કહેજે દીવાળી બા છે કે ત્યારે તેમની કાકીએ દીવાળી બાને બોલાવીને કહ્યું કે તમોને કોઈ બોલાવે છે ત્યારે દીવાળીબા કહેતા હવા કે અમારા ગુરૂ છે તો પછી આસન આપી જે પધારતા હવા પછી અક્ષર મુરતિ મોહુનભાઈ બોલ્યા હે આ બાઈ તમારે ત્યાં આવ્યા છે તેથી તમારા પાપ બળી ગયાં ત્યારે દીવાળીબાના કાકી બોલ્યા કે માહારાં પાપ બાળે તેવા નથી ત્યારે મોહુનભાઈ બોલ્યા જે અમારા દરશન થયાં ત્યારથી તમારા પાપ ગમે તેવા હશે પણ બળી જશે એમ આશીરવાદ. આપને અંતર ધ્યાન થતા હવા ઇતિ આ પરચો મણી દીવાળીબાના કહેવાથી લખ્યો છે. ઇતિ.

---

## પરચો.

સં. ૧૯૬૯ પોસ વદ ૫ ઊતરાણને દીવસના પહેલા દીવસે એટલે પોસ વદ ૪ ના રોજ મોહુનભગત અહીંથી ગામ શ્રી હીરાપર જતા હવા ને ઉતરાયણના દીવસના નારોજ સરવે બાઈ ભાઇ સભા આખો દીવસ ને આખી રાત રહી તેમાં તથા અક્ષરમુરતી મોહુનભાઇને ગામ શ્રી હીરાપરમાં આખી રાત કથાવાર્તાનો આનંદ સરવે પરમુદાસ હતા. સભાને કરાવતા હવા તેમજ અહીં અમદાવાદમાં સ્વામીનારાયણના મદીર પાસે જાટવાડામાં તે આખી રાત પ્રગટ પુરૂશોતમના મહીમાની મોહુનભાઈએ વાર્તા કરી ને કોઇના અવગુણ નહી લેવા એવી ક્ષણીક વાતો કરી તે દીવસે એ ઠેકાણે વાતો કરીને પાન અમરત છે તે અંતરધ્યાન થઈ ગયા એ પોસ સુદ ૬ નારોજ માસ્તર છનાભાઈ રત્નાભાઈની

દીકરી બઈ ડાહીને વર્તમાન ધરાવીને કંઠી બાંધી તે દીવસે આખી રાત મોહનભાઈના દરશન થયાં તે તેમના કહેવાથી ઉતર્યું છે.

---

## પરચો.

સં. ૧૯૬૯ ના વરસે પોસ સુદ ૭ નારોજ શ્રી નગરમાં અમદાવાદ ધીકાંટે નવતાડ મણીઆને પ્રગટ પુરસોતમે તથા મોહનભાઈ એ બને તે વખતે વૈમાન સેજાનંદસ્વામીએ રાતના દસ વાગતાને સુમારે માણકી ઘોડી ઉપર બેસીને મોહનભગતે તેમને દરસન દીધા ને તેમના અંગમાંથી તેજ દેખાણું તે પરોઢીએ ચાર વાગતા સુધી તેવી રીતે દરસન દેઈને અંતરધ્યાન થઈ ગયા. આ દરસન જાગ્રતમાં થયા છે તે તેમના કહેવાથી ઉતાર્યો છે.

---

## પરચો

સંવત ૧૯૭૧ ના પોસ શુદ ૭ ને સાર બુધવારના રોજ શ્રી મહારાજની મુરતીની પ્રતીષ્ટા કરીને તે જે વખતે મોહનભાઈને ત્યાં જગન કર્યો તે વખતે મોહનભાઈએ પોતાનો પ્રતાપ જણાવવા માટે સાતમણનો લાડુ બાંધેલ તેમાંથી દોઢમણ ઉપરાંત જમાડતાં વધયો તો પાંચમણના લાડુમાં ૧૫૦૦ પંદરસો ઉપરાંત માણસો જમ્યા આવો અલોકીક પ્રતાપ પોતાનો જણાવતા હવા.

---

## પરચો.

ભગત ગોબરજી સવારમાં નોકરીએ જતી વખતે સોઓ લેવા સારૂ પાટ ઉપરથી સાપ કરડયો તે મોહનભાઈ તથા સહેજાનંદસ્વામી બંનેને સંભારતા હવા. તો સાપ ચડયો નહી. આવો મોહનભાઈનો અલોકીક પ્રતાપ જાણતા હવા. એ વાતો બીજા ઘણાએ પરસા થએલા છે પણ આતો થોડા માત્ર લખ્યા છે ફકત ભગતોને જણાવવા સારૂ લખ્યા છે.

---

## પરચા.

સંવત ૧૯૭૧ માહા શુદ ૧૧ બુધવારના દીવસે ભગત મણીબા લાલશંકરની દીકરી જાતે બ્રાહ્મણ ઠેકાણું નવતાડમાં કોઠામાં ત્યાંના રહેવાસી ઉપર લખ્યા મુજબ લખવાનું કે અમો તેજ દીવસ બપોરના બે વાગતે ટ્રેમમાં ગાડીએ બેસીને જતા હતાં તો મેમદાવાદ ઉતર્યા ને ગામ ખેડાના જવાના રસ્તે જતી વખતે ચાલવા સમે એમ વીચાર થયો કે એકલા કેવી રીતે જવાશે, એટલામાં મોહનભાઈ દીવ્ય સ્વરૂપ લઈ ત્યાં દેખાયાં અને કહ્યું કે તમો કેમ ફીકર કરો છો ચાલો અમો સાથે આવીએ એમ કહીને સાથે ચાલ્યા તે વખતે કાળો કોટ પહેરેલો હતો ને ધોળું ફાળીયું બાંધેલું હતું. તથા રાતી કામળી ઓઢી હતી તેવો પોસાગ હતો તે અમારી સાથે વીસરતા ભગતી જ્ઞાનની વાતો કરતા હતા. ગામ ખેડા નજીક એટલે ખેડાની નદી ઉપર આવ્યા તે વખતે સામા ઉભા રહીને અદ્રસ્ય થઈ ગયા.

જોતજોતામાં આવો અલૌકીક પ્રતાપ જણાવતા હતા. એવા જે મોહનભાઇએ તેદી મણીબાને આવો પ્રગટ પુરૂશોતમ સહેજાનંદ સ્વામીનો પ્રતાપ છે આ પરસો મણીબાના કહેવાથી લખ્યો છે.

---

## પરચો.

રહીસ અમદાવાદમાં હનુમાનવાળી પોળ સુતાર મોહનનાં ઘરનાને શરીરે ઘણો મંદવાડ થયો હતો એક વખત તે બાઈ પોતાના પતીને કહ્યું કે તમે મંદીર જાઓ તો તે ગયા પછી ભગત મોહનભાઇને કહ્યું જે ભગત હું અંહી આવ્યો પણ મારા ઘરમાં મંદવાડ બહુ છે જેથી હું જઉશું ત્યારે ભગતે કહ્યું જે ચાલો હું પણ સાથે દરસન દેવા આવું પછી તે સાથે મંડળ લઈ સઉ મોહનભાઇને ઘેર ગયા ત્યારે ત્યાં જઇ ભગતે કહ્યું જે બેન તમે અમને ઓળખો છો ત્યારે તે બાઇ બોલ્યા

ને કહયું જે હા તમે અમારા ગુરૂ છો ત્યારે ભગતે કહેયું જે અમો તમને અંત વખતે દરસન દેશું ત્યારે તમે અમને ઓળખી શકશો ને વળી દરસન આ દેહે આપીએ કે બીજી દેહે આપીએ ત્યારે તે બાઈ બોલ્યા મહારાજ તમારી મરજી તથાસ્તુ કહી ભગત ચાદે સઉ મંડળ પોતાને સ્થાનકે ગયા પછી તે બાઇને ત્રણ ચાર દીવસ દરસન પ્રગટ પુરૂશોતમ સહેજાનંદસ્વામી તથા અક્ષરમુરતી મોહનભાઇએ દીધાં ત્યારે ઘરના સઉ કહેવા લાગ્યા કે તું શું બોલે છે ત્યારે તે બાઇ બોલ્યાં જે હું ખરેખરૂં કહું છું કે મારા ગુરૂ પોતે સાથે આવી મને તેડવા માટે ખોટી થઇ રહ્યા છે તો લોકીક ક્રયા જે તમારે કરવી હોય તે કરો તો તુલસી ગંગાજળ ઘીનો દીવો વીગેરે ક્રીયા કરતાં સૌને દંડવૃત કરી માગી કે હું હવે મારા ગુરૂની સાથે જઉશું એમ કહી જે સ્વામીનારાયણ કહી રજા લઈ દેહ મુકતા હવા આ પરચો ભગત મોહનભાઈના કહેવાથી લખયો છે.

---

## પરચો

સંતત ૧૯૭૨ ના શ્રી ધંધુકાના રહીસ બ્રાહ્મણ હરીસંકર લક્ષમીસંકર છે તે પોતે વીવેકી ને સદગુણ સંપન છે તે અન્ય ધર્મના ઊપાસીક હતા, પરંતુ આપણા સ્વામીનારાયણના ધર્મનો કોઈ વાતે સતકાર કરતા નહી, ત્યાર બાદ આ અક્ષરમુરતી મોહન-ભાઈ સમાસુચક સમાગમ થઇ ગયો તેમાં કેટલીક વાતો ધર્મજ્ઞાન ને વૈરાગ વીશેની ચાલતી હતી, પછી તે વાતો કરી સૌસૌના સ્થાનકે જાતા હતા તેજ રાતરે તેજ બ્રાહ્મણ હરીસંકરને મહારાજ શ્રીસહજાનંદસ્વામીને એકાન્તીક ભગત મોહનભાઈના દર્શન થયાં ને ઊભયમુરતી બે પ્રકાસવાન દેખાણી પોતે પછી તે હરીસંકરને પોતાના ધામમાં લઈ જવાનો વર આપ્યો ત્યારથીજ તે હરીસંકરને નીશ્ચ થયો કે આવા કળીકાળમાં જે પ્રગટ ભગવાન દરસન આપે છે. માટે બીજે કોઇ ઠેકાણે મારૂ કલ્યાણ થવાનો રસ્તો નથીજ પછી

પોતે તનમન ધનતે અર્પણ કરી અક્ષર મુરતી મોહનભાઈ પાસે કંઠી બંધાવીને આનંદ પામતા હવા. આ પડસો હરીસંકરના કહેવાથી લખ્યો છે.

---

## પરસા.

અરજુનજી શ્રીકૃષ્ણની સાથે બેસારી પુંજા થાય છે તો નરનારાયણ થવા માટે એવા દોષ બોલવા માટે પાપીને શાસ્ત્રમાં લખાણ છે અને નરસીમેહેતા તો મોટા ભગતરાજ હતા તો પણ લોકમા એમ કહેતા કે એણે તો બાઇને રાખી છે તો તે બાઈ તો ભક્તીજ કરતી પરંતુ લોકોએ એવું ઠરાવ્યું ને તેના ધણીએ રાજાએ રાજાને વાત કરી રાજાએ કહ્યું કે મને નજરે બતાવ તો પોતાની બાઇડીને ઘરમાં પુરી ને રાજાને કુંચી આપી. ને બંને સાથે જઇ નરસીને ઘેર ગયા ને નરસીમેતાને રાજાએ હાર આપ્યો તે પહેરી નરસીમેતો બેઠા છે ને રાજા ગયા ને તે આગળ સંતાઇ રહયો હતો પેલી બાઇને પાણી પીવાનું કામ હતું પણ તે બાઇને નો પરવશ કરી છે તો નરસીમેતો નરસા બેઠા વાટ જોયા કરતા હતા. કે પેલા ભગત હજુ પાણી લઇને કેમ ના આવ્યા તો પછી ભગવાન પોતે તે બાઇનું રૂપ લઇને પાણી પાયુ ને જે હાર હતો તે નરસીમેતે આપ્યો તે લઈ અરદશ થઈ ગયા. આ વાત રાજાએ નજરે જોઈ તો પછી તેને સંસ્ય કેમ ન થાય. નરસીમેહેતાને કહયું કે રાજાએ મેતાને કહયું હાર લાવો પછી મેતે અસતુતી કરી ત્યારે હરીએ હાર આપ્યો તો આતો રાજા હતા તો નક્કી કર્યું પણ આપણા જેવા કોઇ સાચુજુઠું નક્કી કર્યા સીવાય લોકના કહેવાથી એવા મહેત પુરૂષની નીંદા કરે છે પણ અંતે એના ફળ મળશેજ ને ત્યારેજ ખબર પડશે આખરે એવાને તો ધામના ઓલે મલશે ધક્કા ત્યારે તે ગુલામની આખ ઉઘડશે ને વળી આખરે તે ભુતની યોનીને પામે છે કારણ કે માહારાજે કહયું છે હું બધાએ ગુના માફ કરીશ પણ એક ગુનો માફ

નહી કરૂં મારા ભકતોનો દ્રોહ કરતા ને વળી તેમને બીલકુલ ગમતોજ નથી. એ આખા નકી આપણા સતસંગમાં નીરગુણદાસ સ્વામીની વાતોમાં વાત છે તે કહ્યું છે લાલો પાગો મહારાજના હજુરમાં રહેનારા હતા તો પણ તેમને માહા દુખ વેઠવું પડયું છે તો તે ગોપાલસ્વામી માહા સમરથ સાધુ હતા ને તેનો દ્રોહ કર્યાથી ભુતની યોનીને પામ્યો ને તે દેહે વૃધ થયા હતા ને સવારના પોહોરમાં ઉઠીને પોતે વાત કરતા ને કરાવતા હતા.

---

## પરચ્યા.

એક વખતે ભકતરાજ અક્ષરમુરતી એવા જે મોહનભાઈ તેમણે નવા ઘર ચણાવવાના વીચાર કીધો પણ પોતાની પાસે એક દમડી નહી હતી ને ઉલટુ પોતાને માથે બસો રૂપીયાનું દેવું હતું ત્યાર પછી આ ઘર ચણાવવું એવી સૌએને જાણવામાં આવ્યું જેથી તે ભકત મોહનજીના શગાવાલા વીગેરે સૌ લોકો કહેવા લાગ્યા કે માહારાજ તમારી પાસે પઇસા તો નથી ને તમે કેવી રીતે ઘર ચણાવસો ત્યારે મોહનભાઇએ કંઈ જવાબ નહી આપતાં ચણાવવા આરંભ કરયો ને તે ઘર પુરૂ થતાં રૂ ૧૦૦૦)નું ખર્ચ થયું ત્યાર પછી તેમણે વાસપુજા લીધી તે વખતે પોતાના શીશ્યો વર્ગ તરફથી રૂપીયા ૩૫૦ સાડાત્રણસો સેવા નીમીતે આવ્યા. જે ધણીના પોતે રૂપીયા લીધેલ તે ધણી હજી ઉઘરાણીએ આવ્યો નથી ને દરમ્યાન પ્રગટ પુરૂશોતમ માહારાજશ્રી સેહેજાનંદસ્વામી પોતે ટપાલવાળાનું રૂપ લઈ મોહનભાઇને ઘેર આવ્યા ને કહ્યું કે મોહનલાલ આ રૂપીયા ૫૦૦ તમારા લ્યો તે રૂપીયા કોઈ છના-લાલ રઘાજી એ નામથી મોકલેલા છે તો ગણી લ્યો તેજ વખત ગણી લીધા મહારાજ પોતે અંતરધ્યાન થતા હવા આવી રીતે જેમ નરસીમેહેતાની હુંડી સીકારી હતી તેવીજ રીતે આ કળી-કાળમાં મહારાજે તે મોહનભગતનું કામ કર્યું એજ મારે હરી-

જનો હજી કંઇ મહારાજ નીરલોપ થઈ ગયા નથી. પરંતુ વસ કરવાની જરૂર છે તો આવા સાત્વીકને દ્રઢ મનવાળા જવરલા નીપજવા છે. પરંતુ ઓળખી શકાતુ નથી. એજ ખામી છે. માટે નીસદ્રોહી થઈ એવા સંતની ઓચખાણ કરવાની આપણે જરૂર છે. ઇતિ આ પરચો મણીબાએ જોએલ તે લખો છે.



# જાહેર ખબર.

સૌ સતસંગી ભાઇઓને ખબર આપવામાં આવે છે કે અમદાવાદમ સ્વામીનારાયણના મંદીર પાસે જાટવાડામાં ભગતરાજ મોહનભાઇ હાથીભાઈ રહે છે તેણે શ્રીસહજાનંદસ્વામી ભગવાનની સુરત પધરાવી છે તો સૌ બહેનો તથા ભાઇઓ વીગેરે સૌ સતસંગીયોને દર્શન કરવા તથા ધર્મજ્ઞાન ને વૈરાગની વાતો સાંભળવા ખુશીથ પધારવું ને વળી કંઇ જ્ઞાન સંબંધી પ્રશ્ન પુછવાનો હોય અગ આતમજ્ઞાન સ્વામીનારાયણ ભગવાન છે. તેમાં કોઇને સંક્ષેપ થત હોય તો ખુશીથી પધારી પ્રશ્ન પુછવા તો શ્રીસહજાનંદસ્વામી ભગ વાનની કૃપાદ્રષ્ટીથી ભગતરાજ મોહનભાઈ ઉતર આપશે.

વળી બહારગામવાળા અગર અહીંના કોઈ સતસંગીઓને ભગતની વાતો સાંભળવા ઇચ્છા હોય તો સુખેથી પત્રદ્વારાએ બોલાવવા તો ખુશીથી આવશે તો મહારાજની મુરતીનું સુખ તેમની વાતોથી સારૂ આવે છે ને અંતર તાઢું થાય છે. લી.

શીષ્ય ભગત કવી રવજી પ્રેમજી.
શીષ્ય ભગત નથુજી સવજી.
શીષ્ય ભગવાનજી ગોબરજી.
શીષ્ય ભગત માણેકચંદ જેચંદ.
શીષ્ય હરીશંકર લક્ષમીશંકર રોજકા સ્કુલ
આસીસ્ટંટ માસ્તર જી. ધંધુકા.

---

## આ પુસ્તક નીચેને ઠેકાણેથી મળશે.

અમદાવાદ—ભક્તરાજ મોહનભાઇ હાથીભાઇ.
ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે જાટવાડો.
ધરવાળા—કવિ રવજી પ્રેમજી ભાવસાર.
ધોળા જંકશન થઇને મુ. ધરવાળા. ( જીલ્લે કાઠીઆવાડ. )
ધંધુકા—વીશીવાળા લક્ષ્મીશંકર મંગળદાસ.
ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે ને રોજકા નીશાળના
આસીસ્ટંન્ટ માસ્તર.
હરીશંકર લક્ષ્મીશંકર. જીલ્લે ધંધુકા.